સુધારેલા નવા અભ્યાસક્રમ મુજબ

# ધોરણ બીજાની નોટ.

માં પાઠ તથા કવિતાના અર્થ તથા કવિતાની સમજુતી,
અઘરા શબ્દો, આંક, ઘાતો, કોષ્ટકો, સુખગણિત
તથા તેના હિસાબો, ગણિત, સામાન્ય ભૂગોળ,
સૃષ્ટિજ્ઞાન વગેરેનો સમાવેશ કરેલો છે.



બનાવનાર,
માસ્તર-જગુભાઇ હિરાલાલ.
ખંભાત.



પ્રસિદ્ધ કરનાર,
દામોદર હિરાલાલ શાહ.
બુકસેલર-ખંભાત.



અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ કાનદાસે છાપ્યું.

આવૃત્તિ ૧લી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

કીંમત ૦-૫-૦.

# બીજી ચોપડીના પાઠના અર્થ.

**પાઠ ૧લો.**

વટેમાર્ગુ=મુસાફરલોકો
ભક્તિ=ભગવાનની સેવા
પૃથ્વી=જમીન
ધર્મશાળા=મુસાફરોને ઉતરવાની ધર્માદા-ની જગા
મેજ=ટેબલ
સુથાર=લાકડાનું કામ કરનાર
કડીયા=ઇંટ, છોનું કામ કરનાર
મઘમઘે છે=સુગંધ આપે છે
વાસ=સુગંધ
પહાડ=મોટા ડુંગર
પાધર=ગામની ભાગોળ આગળની સપાટ જમીન
ઓસરી=ઓટલો
અજવાળું=પ્રકાશ
ઘોર=ભય

ઝગઝગે છે=ચળકે છે
કળાતું=સમજાતું
સરજ્યું=બનાવ્યું
હોશિયાર=ચાલાક
પાડ=ઉપકાર

**પાઠ ૨જો.**

સવાર=પ્રભાત
વર્ણન=હકીકત
ભ્રમર=ભમરો
જાગ=ઉઠ
મુજ=મારા
વા'લા=પ્યારા
બાળ=બાળક
પંખી=પક્ષી
વન=જંગલ
વા'ણુંવાયું=સવાર પડી
વીતી=પૂરી થઇ
પૂર્વે=પૂર્વ દીશામાં
ઝગઝગાટ=ચળકાટ
સે=દેખાય
તભાત=તરેહતરેહના

ઝાડપાન=ઝાડને પાંદડાં
ડોલે=પવનથી હાલે
કુકરેકૂક=કુકડાનું બોલવું
મેના=એક જાતનું સુંદર પક્ષી
ફુટડા=રૂપાળા
મધુર=મીઠું
તેજ=પ્રકાશ
ફીકું=ઝાંખું
ઉડીગયું=નાશ પામ્યું
કાળું=ઝાંખું
ખુણાખાંચા=ગલીકુંચી
ખોળે=શોધે
ભક્તજનો=પ્રભુની ભક્તિ કરનારા માણસો
ધ્યાનધરે=એકાગ્ર ચીત કરે
ગવૈયાઓ=ગાનારાઓ
ગાન=ગાયન
દાતા=સખી
દીએ=આપે
દાન=મફત આપવું તે

મુલ્લાં=ફકીર
બાંગ=બૂમ પાડીને ની-
માજ બોલવી તે
ઉદય થયો=ઉગ્યો
અંધકાર=અંધારૂં
ગૂં ગૂં=એક જાતનો
ભમરાના ગણુગણુવાથી
થતો અવાજ
કમળ=એક જાતનું ફુલ
પાણીમાં ઉગે છે
પત્ર=પાંખડી
ખોલે=ઉઘડે
ઉમંગી=હોંશીલા
પંખેરૂં=પક્ષીઓ
ધાય=દોડે
ખોળે=શોધે
વેલી=વેલા
ખીલે=ફૂટે
તાજાં=તરતનાં ખીલેલાં
તુલ=અનાજ
ટોળે=ભેગા થઇને
વીરા=ભાઇ
મગન થઇ=રાજી થઇ
પ્રભુકેરૂં=પરમેશ્વરનું
ધ્યાન દઇ=મન દઇ

## સવારના વખતની હકીકત.

હે મારા વાહલા બાળક તું ઉઠ, જંગલમાં પક્ષીઓ બોલે છે, રાત પુરી થઇ ને સવાર થઇ, પૂર્વ દિશામાં (સુરજનો) પ્રકાશ થયો તેથી તરેહ તરેહના રંગો દેખાય છે અને ઝાડના પાંદડાં હાલે છે માટે હે મારા વહાલા બાળક તું ઉઠ. (૧)

કુકડા કુકરેકુક અને કાગડા કાકા એવો અવાજ કરે છે. મેના અને પોપટ રૂપાળા છે અને મોર મીઠું મીઠું બોલે છે. હે મારા૦ (૨)

ચંદ્રમાનું અજવાળું ઝાંખું પડયું છે અને તારાઓનો પ્રકાશ તો દેખાતો બંધ થયો (સુરજના ઉગવાથી) ચોર લોકોના મોઢાં ઝાંખા પડયા છે ને સંતાઇ જવાને માટે ગલીકુંચી શોધે છે. હે મારા૦ (૩)

ભક્ત લોકો ઇશ્વરનું ધ્યાન ધરે છે અને ગાનારા લોકો ગાયન ગાય છે. સખી દાન આપનારા માણસો સારૂં દાન આપે છે અને મુલ્લાં મસીદમાં બાંગ પોકારે છે. (૪)

સુરજ ઉગ્યો અને રાતનું અંધારૂં નાર . ભમરો ગું ગું એવો અવાજ કરી રહ્યો છે ને કમળની પાંખ (૫)

જેમ જેમ તડકો વધતો જાય છે તેમ તેમ માણસો હોંશીલા થાય છે વળી પક્ષીઓનું ટોળું આકાશમાં દોડે છે અને ઢોર ખાવાનું શોધે છે. હે મારા૦ (૬)

ઝાડ–વેલા, ફળ, ને ફુલ એ ધીમે ધીમે નીયમસર ખીલે છે અને પક્ષીઓ એકઠાં થઇને તાજું અનાજ ખાવાને માટે જાય છે. હે મારા૦ (૭)

હે ભાઇ ખુશી થઇને પરમેશ્વરનું નામ લઇને ઉઠ અને મન લગાડીને પાઠ વાંચ એમ મા બોલે છે.

**પાઠ ૩જો.**

વરસ=બાર મહીના
રૂતુ=રત, મોસમ
મહીનો=ત્રીસ દીવસ
દિવાળી=વરસનો છેલ્લો દીવસ
કારતકી=કારતક માસથી શરૂ થતું
તહેવાર=આનંદનો દીવસ
ટાઢ=ઠંડી
પતંગ=કનકવા
યાદ છે=સાંભરે છે
ઉતરાણ=મકરસંક્રાન્તી સૂર્યનું ઉતર તરફ જવું તે
રત=રૂતુ
કપડાં=લુગડાં
હોળી=ફાગણ સુદ પુનમ
ઉનાળો=તાપ પડે તે રૂતુ
સુદ=અજવાળીઉં
વદ=અંધારીયું
પખવાડીઉં=પંદર દીવસ
તિથિ=દિવસ
અમાસ=અંધારીયા પખવાડીઆનો છેલ્લો દીવસ
પડવો=પખવાડીયાનો પહેલો દીવસ
વસ્ત્ર=લુગડાં
પંખા=વીજણા
ચોમાસુ=વરસાદની રૂતુ
ખીલે છે=ફુલે છે
બળેવ=શ્રાવણ સુદ પુનમ
દશેરા=આસો સુદ ૧૦
દિવાળી=આસો વદ અમાસ
પર્વ=તહેવાર

**પાઠ ૪થો.**

મેળો=ઘણાં માણસોનું એકઠા થવું તે
ગોકળઆઠમ=જન્માષ્ટમી, (ગોકુળમાં શ્રી કૃષ્ણનો જન્મ થયો તે આઠમ) શ્રાવણ વદ ૮
વખત=સમય
કડકડતાં=અસ્ત્રી કરેલાં
કપડાં=લુગડાં
ભાઇબંધ=દોસ્તદાર, મિત્ર
એકઠાં=ભેગાં
બજારમાં=ચૌટામાં
ભારે=ઘણી

ઠઠ=ભીડ, ગીરદી
જોરથી=મજબુત
વિખુટા=જૂદા
હારબંધ=સીધી લાઇનમાં
દુકાન=હાટ
કંસારા=તાંબા-પીતળના વાસણો બનાવનાર તથા વેચનાર
જુદીજુદી જાતના=તરેહતરેહના
સુખડીઆ=કંદોઈ (મીઠાઇ બનાવનાર)
હાટ=દુકાન
મિઠાઇ=ખાંડ સાકરની મીઠી વસ્તુઓ
ખડકેલી=ગોઠવેલી
ખરાદી=સિંધાડા ઉપર લાકડાનો ઘાટ ઉતારનાર
લક્કડસામાન=લાકડાની ચીજો
પલંગ=ઉંચા પાયાનો છત્રીવાળો ખાટલો
પારણું=હીંડોળા જેવું ઘોડીઉં

કોચ=બે બાજુ તકીયાવાળો ખાટલો,
પુષ્કળ=ઘણાં
કાપડીઆ=કાપડ વેચનારા
સુતરાઉ=સુતરનું બનાવેલું
રેશમી=રેશમનું બનાવેલું
ઊનનું=ઊનનું બનાવેલું
શણ=ભીંડી
અત્તરીયા=સુગંધીદાર તેલ અત્તરો વેચનાર
બહેકબહેક=મઘમઘાટ
આરસા=દર્પણ
લીલામેવા=તાજાં પાકાંફળ
ચોગાન=મેદાન
મદારી=ખેલાડી, રીંછ માંકડા વગેરે રમાડી ગુજરાન ચલાવનાર
સિપાઈ=પટાવાળા, ચોકીદાર
સવારો=ઘોડા ઉપર ફરનારા સીપાઇઓ
ફુદડી=ચક્કર
રાજીરાજી=ખુશી ખુશી
ગીત=ગાયન
હરખ=આનંદ

## પાઠ ૫ મો.

નઠારી=ખરાબ
સોબત=સંગત, દોસ્તી
સજ્જડ=મજબુત
વાડી=જે ખેતરમાં કુવાના પાણીથી ફળ-ફુલ વીગેરે પકવવામાં આવેછે તે
મઝા=ગમત
શેખી=ખોટી બડાઇ
પારકાં=બીજાનાં
સમજાવીને=ફોસલાવીને
ઝાંપો=ગામ કે વાડીમાં જવા આવવાનો કાંટાનો દરવાજો
આઘોજ=છેટે, દુર
ખાસાં=મજાનાં
નિશાન=એંધાણ
તાકીને=ધારીને
તૂટી પડે=નીચે પડે
ઘાટ=ઉપાય, ઈલાજ
રાસ=દોરડું
સરસ=સારા
પછવાડેથી=પાછળથી
રખેવાળ=ચોકી કરનાર

ઝપાટો=સપાટો
રોતોરોતો=રડતો રડતો
અથડાયું=ભટકાયું
ચકરી=તમ્મર
છુંદાઇ=ચકદાઈ
લોહીલોહાણુ=લોહીથી ખરડાએલું
લપડાકો=લપ્પડો, ધોલો
બચ્યો=રહી ગયો

જીવલઇને નાઠો=ખૂબ દોડયો
ખેંચી=તાણી
ચોઢીકાઢી=મારી
ફળ=ફાયદો, લાભ
અસર=ગુણ, પાસ
જેવી સોબત તેવી અસર=જેવી ભાઈબંધી કરીએ તેવા ગુણ આવે

સંગ=સોબત
રંગ=અસર
પ્રેમ=પ્યાર
ઠામ=ઠેકાણું
રૂડો=સારો
બુરો=નઠારો
મેં'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર

જેને જેવી સોબત હોય છે તેનામાં તેવાજ ગુણ આવે છે અને જેને જેવી સોબત હોય છે તેનામાં હેત પણ તેવું આવે છે.

જેને જેવી સોબત તેનાં જેવાંજ તે કામ કરશે,
જેને જેવી સોબત તેવીજ જગ્યાએ તે જઇને ઉભો રહેશે.

સારી સોબતથી સારો થાય છે અને નઠારી સોબતથી નઠારો થાય છે વળી સારા મહેતાજીની સોબતથી વીદ્યા ભણીને નસીબદાર થાય છે.

## પાઠ ૬ઠો.

રખડેલ=રઝળતો
ખાતાંપીતાં હતાં=પૈસેટકે સુખી હતાં
વયે=ઉમરે
પાર=છેડો
પારજ રહ્યો નહિ=ઘણો થયો

વધાઈ=ખુશખબર
ઓવારણાં=દુખડાં
ફોઈપગલું=ફોઇના તરફથી આવેલું સોનાનું પગલું
લાડકવાયો=લાડીલો
ભેટ=ઇનામ
લાડીલો=લાડકવાયો

લાડમાં=મોજશોખમાં
ઉછરવાથી=મોટા થવાથી
કુટેવ=નઠારી આદત
પોળ=મોટી ખડકી
અટકચાળાં=અડપલાં
લડાઇ=વઢવાડ
વંઠી=બગડી, વણી
સીધું ચાલવું=તોફાન ન

કરવું તે
ગમ્યું=પસંદ પડયું
નિશાળને બહાને=નિશા-
ળનું નામ લઇને
શેરી=પોળ
ચૌટામાં=બજારમાં
રઝળતો=રખડતો
મસ્તીમાં=તોફાનમાં
લાતાલાતી=સામસામી
પગની લાતો મારવી તે
તમર=મૂર્છા
ભેંકડો તાણતો હતો=રાગ
કાઢીને રડતો હતો
હાડવૈદ=હાડકા ઉતરી
ગયા હોય અથવા ભાં-
ગી ગયા હોય તે બે-
સાડનાર
ખદખદતો=ઉનો
લેપ=ખરડ
ઓસડ=દવા
વલે=દશા
ખો=ખરાબ ટેવ
શિખામણ=ઉપદેશ
સુધરીગયો=સારો થયો

## પાઠ ૭મો.

જક્કી=હઠીલું
રબારી=ભરવાડ
વાછરડો=ગાયના બચ્ચાં
પાડાં=ભેંસના બચ્ચાં
લવારાં=બકરીના બચ્ચાં
ગાડરાં=ઘેટાનાં બચ્ચાં
ચારો નીરતો=ઘાસ નાં-
ખતો
ઓસડવેસડ=દવા
ખાંધે=ખભે
ઝોક=બકરાં ઘેટાંને એકઠાં
કરી રાખવાની જગા
છાંયે=છાંયડે
હુંફ=ગરમી
જતન=સંભાળ, રક્ષણ
ઉચીગઇ=દૂધ દેતી બંધ
થઈ
ભાગે=ભાગના હીસાબથી
જાળવતો=સંભાળ રાખતો
વિઆય=બચ્ચા અવતરે
સાચવણુ=જાળવણુ
તકરાર=રઢવાડ, કજીઓ
ચાકરી=સેવા, બરદાસ
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વ-
ગરનું
મોજમાં=આનંદમાં
અભાગીઉં=કમનસીબ,
અકર્મી

## પાઠ ૮મો.

કેદ થવું=બંધીમાં રહેવું
ગોંધતો=પુરતો
ચેન=સુખ
બંદીખાનું=કેદખાનું
ચાંદની=અજવાળી રાત
ઠરેલ=સમજુ, ડાહી
નાદાન=મુર્ખ
સંભાળ=ખબર
ઝપડાઇ જશે=ફસાઇજશે
જડ=હઠ
લાગ=દાવ
છટકીગયું=નાશીગયું
ઠેકવા=કુદકા મારવા
આઘે=છેટે
કોતર=બખોલ
તરાપ=ઠેકડો
બોડમાં=બખોલમાં

આપ્યુંછે=આપ્યોછું

કમોતે=વગરમોતે

## પાઠ ૯મો.

રિસાળ=રીસ કરે તેવો

સહેજ સહેજમાં=જરા જરામાં

છેડો=પાર

ભાગ્યે=કોઈકજ

આડોશી પાડોશી=આજુ બાજુના ઘરમાં રહેનાર

ભાઈભાંડુ=ભાઈ, બેન સગા વગેરે

કંસાર=લાપસી

જમણ=જમવાનું

પચવામાં=હજમ થવામાં

ચીસ=રાડ, બૂમ

ટેવ=આદત

ઢોંગ=ચાળા, ફેલ

વેદના=પીડા

મુદ્દલ=જરાએ

પસ્તાયો=અફસોસ પામ્યો

રીસ=ગુસ્સો

નડેછે=સાલેછે

તપાસીજોયું=ખાતરી કરી

પાલ=પહેર

રાજીરાજી=ખુશીખુશી

## પાઠ ૧૦મો.

ફરીફરીને=વારંવાર

યત્ન=મહેનત

જાળ=કરોળીઓ તાંતણાની જાળ ગુંથે છે તે

ભોંય=જમીન

ગભરાય=અકળાય

વણતુટેલ=તુટી ગયા વગર

તાંતણો=તારે

મેંનત=મહેનત

માટ=માટે

હેઠે=નીચે

ફાવ્યો=પાર પડયો

ઘાટ=ઉપાય

મંડયોરહ્યો=લાગુરહ્યો

હિંમત=હામ, ધીરજ

હોંશથી=ખંતથી

બીડયો=તયાર થયો

ધીરજથી=શાંતિથી

નિર્ધાર=નક્કી

ખંતથી=હોંસથી

યત્ન=મહેનત

ચગદાઈ=કચરાઈ

તળે=નીચે

ખંત=ઉમંગ

લાભ=ફાયદો

અનંત=ઘણો

૧ કરોળીઓ જાળ બનાવતાં જમીન ઉપર પડીને મુંઝાય છે અને વગર તુટેલા આખા તાર ઉપર ચઢવાને જાય છે.

૨ તેને ઉપર ચઢવા માટે મહેનત શરૂ કરી પણ કોઈ ઉપાયે ફાવ્યો નહિ પણ તરત તે નીચે પડયો.

૩ એ પ્રમાણે વારે વારે બે ત્રણ વાર મંડયો રહ્યો તો પણ તેમાં ફાવ્યો નહિ ત્યારે ફરીને ચઢવા તૈયાર થયો.

૪ હિંમત રાખીને ઉમંગથી છઠ્ઠીવાર ચઢવાને તૈયાર થયો ધીરજથી તે નક્કી જાળમાં જઈ પહોંચ્યો.

૫ જો ફરી ફરીને હોંસથી મહેનત ન કરી હોત તો નક્કી કોઈના પગ નીચે કચરાઈને વગર મોતે મરી જાત.

૬ એ પ્રમાણે માણસો મનમાં હોંસ રાખીને, આળસ કાઢી નાંખીને મહેનત કરે તો ઘણોજ ફાયદો મેળવે.

### પાઠ ૧૧ મો.

અકભિલ્લુ=એક જાતની રમત

કચ્છભીડી=કછોટો વાળી

સાથ=ટોળી

ગઢ=કિલ્લો

ભિલ્લુ=સાથી

હુમલો=ચઢાઈ, હલ્લો

અંતરે=છેટે

ચક્કરમાં=ગોળ કુંડાળામાં

ઘુમીરહ્યા=આમથી તેમ ફરી રહ્યા

પેંતરા=ફલંગો

ગમ=બાજુ

નજર ફેંકી=જોઈ

મેર=તરફ

પુરજોસથી=ઘણા જોસથી

ભુલથાપ=ભુલાવો

ટપોટપ=એક પછી એક

બહાદુરી=પરાક્રમ

દાવ=રમત

શાબાશ=વાહ, વાહ

### પાઠ ૧૨ મો.

દૃઢ=ચોક્કસ, ફરે નહિ તે

છુટી=રજા

ભાઈબંધ=દોસ્ત

ગેડીદડા=એક જાતની દડાની રમત

પીતરાઈભાઈ=કાકાનો છોકરો

રંગ જામ્યો=મજા આવી

ધુળ=કંઈ નહિં, નકામું

વચન=બોલ

ખાતરી=સાબીતી

લાચાર=નીરૂપાય

સુનું=માણસ વગરનું

મોઢેરીને=મોંચડાવીને

ડગવા=ફરવા

### પાઠ ૧૩ મો.

કુટુંબ=વંશ

છંછેડે=ખીજવે

ડંખીએ છીએ=ચટકા ભરીએ છીએ

ચાહેછે=ઈચ્છે છે

પીઠ=બરડો

ચકચકે છે=ચળકે છે

ઘાટ=આકાર

સોહામણી=સુંદર

રૂટડા=રૂપાળા

ભપકાદાર=રોપવાળા

ઉલટા=અવળા

માલમતા=સરસામાન

કોરીને=કાણાં પાડીને

દુભવો છો=નારાજ
કરો છો
નુકસાન=બગાડ
વલે=દશા, હાલત
સ્વાદે=લહેજતથી
નવાઇ=અચંબો, અજા-
યબી
નડીએ=કનડીએ
ડાહ્યા=સમજુ
ઉપયોગમાં=કામમાં

## પાઠ ૧૪મો.

પુતળાં=રમકડાં
મોસાળ=મામાનું ઘર
ટાઢી થઇ=ઠરી ગઇ
અંગેઠી=તાપણી
મોજમઝા=લીલાલ્હેર
સરખાં=એકજ જાતના
હરખાયો=ખુશી થયો
તલપી=ટાંપી
ઉલટભેર=હોંસભેર
ઠેસ=ઠોકર
ફુટયું=ભાગ્યું
ભૂલ=વાંક, કસુર
સમજ=અક્કલ
હરખથી=આનંદથી
ઉતાવળ=ઝડપ

## પાઠ ૧૫મો.

ઢીંગલી=નાની પુતળી
તખતો=દર્પણ, આરસો
ઝુંટવી=ખુંચી
સરી પડયો=લપસી પડયો
બરડ=ઝટ ભાંગીજાય તેવો
ચીંથરા=ફાટલાં તુટલાં
લુગડાં
ખેંચતાણ=ખેંચાખેંચ
કાયર=હેરાન
વેળાસર=વહેલી વહેલી
શણગારવી=લુગડાં ઘરેણાં
પહેરાવવા તે
બેનપણીઓ=સખીઓ,
સહીઅરો
ફૂટીબદામ=ખોટી બદામ
સહીઅરો=સાહેલીઓ
કટ્ટા=એકબીજા સાથે
અણબનાવ
સંતાપ=કાયર કરવું તે
હળીમળીને=સંપીસંપીને
સુખચેન=મજા
લડે=કજીઓ કરે
શોક=દીલગીરી
લાજ=આબરૂ
ઘટે=ઓછી થાય
નિંદે=વખોડે
બળવંતા=બળવાન
દાડા=દિવસ
લેશ=જરાપણ
ક્લેશ=કંકાસ
હળતાં મળતાં=સંપ
સંપીને રહેતાં
મનમાં=દિલમાં

## પાઠ ૧૬મો.

બાળ=બાળક
ઇચ્છા=મરજી
નાનકડા=નાના
રૂપાળા=સુંદર
ગભરાટ=ઉચાટ
ફાંફાં=ખોટી મહેનત
ગણકાર્યું=માન્યું
રોણ=રડવાનું
જારીરાખ્યું=ચાલતું રાખ્યું
મહેલ=રાજાનો બંગલો
ખીજવાયા=ચીડાયા
રડપરૂ=રડવાપર

ગોદમાં=ખોળામાં
ધીરા=શાંત
મહારાજા=મોટારાજા
પ્રધાન=દીવાન, વજીર
દર્પણ=આરસો

પાઠ ૧૭મો.

જોડું=ધણી. ધણીઆણી
ધણી=વર, પતિ
ધણીયાણી=સ્ત્રી
પરવારી=નવરી થઇ
ભક્તિ=સેવા
કથા=ધર્મની વાત
ગુજરાન=ગુજારો
છોકરાંછૈયાં=છોકરાં
ઓછુંઆવતું=દીલગીર થતી
વેળાએ વેળાએ=વારંવાર
આધાર=ભરોસો
તરફડતું=મુંજાતું
ઉછેરીને=પાળીપોષીને
મહેર=કૃપા
ફળ=પરિણામ
લોહિઆળું=લોહીવાળું
ગુસ્સો=રિસ
બેડું=દેગડોને ઘડો
ભાંગીતુટી=સમજાય નહિ તેવી
બોલીમાં=ભાષામાં
મૂર્ખ=બેવકુફ
પાપી=દુષ્ટ
અભાગણી=ભાગ્ય વગરની નસીબ ફૂટેલી
વગર વિચાર્યું=વીચાર વગરનું
જાન=જીવ. જે વીચાર કર્યા વગરનું કામ કરે છે તે પાછળથી બહુ દીલગીર થાય છે એવા કામથી ઘણાના જીવ જાય છે

પાઠ ૧૮મો.

હોશિયાર=ચાલાક
ગાર્ડ=આગગાડીના છેલ્લા ડબામાં બેસી સંભાળ રાખનાર માણસ
સ્ટેશન=જ્યાં ગાડી ઉભી રહે અને માણસો ચઢે ઉતરે છે તે
સંદેશો=સમાચાર
ખોડંગતો=લંગડાતો
માયાળુ=પ્રેમાળ
પાળ્યો=ઉછેર્યો
ગરમ=ઉનું
હુંફાળું=ગરમીવાળું
પરાળ=ડાંગરનું ઘાસ
છાપું=વર્તમાનપત્ર
છાપખાનાવાળા=છાપખાનાનો શેઠ
ગોઠવણ=બંદોબસ્ત
સરનામું=ઠેકાણું
ફેંકજો=નાંખજો
નીમેલ=નક્કી કરેલા
ખડખડાટ=અવાજ
સિસોટી=સીસવો
દૂરથી=આઘેથી
પંપાળીને=થાબડીને
નજીક=પાસે
ઠરાવ=કરાર
કેળવ્યો=ભણાવ્યો
ઝપાટાબંધ=જલદીથી
હાંફતો=દમખાતો
ખબરદાર=બહાદુર

પાઠ ૧૯મો.

ભલો=સારો
રીતસર=નીયમસર

ઠરાવ=ગોઠવણુ
વારો=વખત
માથું મારી=હીંમત કરી
તોફાની=મસ્તીખોર
ઢીમણું=વાગવાથી શરીરનો ભાગ ઉપસે તે
છાતીવાળો=હીંમતવાન
ધરાયો નહિ=શાંત થયો નહિ
હડસેલી=ધક્કા મારીને
વેગળા=દૂર, આઘા
સાથી=સોબતી
બઝાડી=વળગાડી
પેટીભરી=સંતોષ થાય તેટલા
પાડ=ઉપકાર

## પાઠ ૨૦મો.

પાદશાહ=મોટા મુસલમાન રાજા
અરબ=અરબસ્તાન દેશનો રહેનાર મુસલમાન
સુબો=પ્રાંતનો ઉપરી અમલદાર
રૈયત=પ્રજા
અંત=કાળજી
દરબાર=રાજસભા
દેખાવડો=રૂપાળો
મુલક=દેશ
નીમણુક=નક્કી કરેલી
હુકમ=મંજુરી, આજ્ઞા
શાહજાદા=પાદશાહના છોકરાઓ
શાહજાદીઓ=પાદશાહની દીકરીઓ
ચીતરામણુ=ચીત્રો
તહેનાત=હજુરમાં
છોકરવાદી=નાદાની, નાના છોકરા જેવી
નામદાર=રાજા અગર કોઈ મોટા માણુસની સાથે વાત કરતાં પહેલાં વપરાય છે
ફરમાવશો=કહેશો
સમજુતી=શીખામણુ
મોંએચઢેલો=મરજીમાં આવે તે બોલી શકે તેવો
અરજ=વિનંતિ
ફરજંદો=છોકરાં
લાડમાં=પ્યારમાં
અલ્લા=પરમેશ્વર
ગુનો=વાંક
માફ=ક્ષમા
વહાલ=હેત
દીલગીરી=અફસોસ
ઓદ્દો=પદવી, જગા
કઠણુ હૈયાના=દયા વગરના, કઠણુ મનના
રદ કરૂંછું=કાઢી નાંખું છું

## પાઠ ૨૧મો.

આંધળો=જે બે આંખેથી જોઇ શકે નહિ તેવો
લંગડો=લુલો
ઢેકાઢળીઆ=ખાડાટેકરા
માળો=પક્ષીએ રહેવાને બનાવ્યું હોય તે
આસપાસ=આજુબાજુ
કોહલાં=શિયાળવાં
ખોખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ
મદદ=સહાય
ધોરી=મોટા
લાભ=ફાયદો

### પાઠ ૨૨મો.

પડછાયો=ઓળો
ભાગોળ=પાધર
થોભીશ=ઉભો રહીશ
સામેપાર=સામે કિનારે
અદેખો=ઝેરીલો, બીજાનું સારૂં જોઇ બળે તેવો
લોભી=અસંતોષી
પડાવીલેવા=લઇલેવા
તળીએ=નીચે
ફાંફાં=ખોટી મહેનત
ખોળ=શોધ
દાનત=ઇચ્છા
તાકેછે=ધારેછે
ગુમાવેછે=ખુએછે

### પાઠ ૨૩મો.

ઠગ=ધુતારા
વાટમાં=રસ્તામાં
પડાવી=છીનવી
અચરજ=નવાઇ
હડખાએલાં=હડખવા લાગેલાં
મૂર્ખ=બેવકુફ
ગણકારતાં=દરકાર કરતાં
પેઠેજ=માફક
સંદેહ=શંકા
રખે=કદાચ
દરકાર=પરવા
ઠાવકું=ડાહ્યું
શિકારી=શિકાર કરનાર
ખામી=ભુલ
અભડાયો=અપવીત્ર થયો
ભરૂંસો=વિશ્વાસ

### પાઠ ૨૪મો.

ચોરી=કોઇપણ ચીજ છાનીમાની લઇ લેવી તે
લખોટો=રમવાની ગોળ વસ્તુ
ગોળમટોળ=ગોળ
ચમકતો=ઝળકતો
ચટાપટા=લીટા
છાનોમાનો=ગુપચુપ, કહ્યા વગર
બગાડયું=નુકસાન કર્યું
રૂપાળો=સુંદર
છીનવી=ઝુંટવી
ચોર=ચોરી કરનાર
માજી=મા
સજા=શિક્ષા

### પાઠ ૨૫મો.

કુહાડી=લાકડા ફાડવાનું લોઢાનું હથિયાર
પિતાની=બાપની
બાળ=છોકરો
ભાયડો=પુરૂષ
બહાદુર=જબરો
શાણો=ડાહ્યો
ઘાવ=ઘા
ભાળે=જુએ
નીર=પાણી
તાંહી=ત્યાં
નિહાળ્યું=દીઠું
ડર્યો=બીન્યો
ઘડી=વખત
ચીસ=બુમ
સદા=હમેશા
ઝુલતાં=હરતા ફરતાં
સમાતાં=સમાઇ જતાં
સુણી=સાંભળી

| | | |
|---|---|---|
| સાદ=અવાજ | ધુણાવી | મે'ર=મહેરબાની |
| વદે=બોલે | સંપત=પૈસોટકો | જગનાથ=જગતના નાથ, |
| માથું હલાવી=ડોકુ | હોજો=થજો | પરમેશ્વર |

(૧) એક નાનો છોકરો પોતાના બાપની કુહાડી લઈ જબરો અને ડાહ્યો હોય તેવો મરદ થયો, ને જે વસ્તુ દેખે તેને ઘા કરીને કાપે એમ રમતો ગામને ઝાંપે તળાવ હતું ત્યાં આવ્યો.

(૨) તળાવમાં માછલાએ જરા પાણી હલાવ્યું તેથી છોકરાએ પાણીની અંદર કંઇક જોયું તેથી છોકરો મનમાં બીન્યો અને કુહાડી પાણીમાં પડી ગઇ તે વખતે તે બૂમ પાડીને રડયો—

(૩) હમેશા પાણીમાં ઝોળા ખાતાં ને સમાઈ રહેતાં એવાં દેવી માતા છોકરાનો અવાજ સાંભળીને આવ્યા અને કહ્યું કે આ રૂપાની કુહાડી લે.

(૪) બીજીવાર સોનાની કુહાડી લાવીને દેખાડી ત્યારે બાળકે માથું હલાવીને કહ્યું કે એ પણ મારી નથી મને તો મારી સારી કુહાડી વહાલી લાગે છે માટે હે ભલાં માતાજી તે મારી કુહાડી પાણીમાંથી કાઢી આપો.

(૫) દેવીએ કુહાડી કાઢી આપી અને છોકરા સાથે બોલ્યા કે તને સુખ અને દોલત મળજો ને પરમેશ્વરની મહેરબાની થજો.

| પાઠ ૨૬મો. | બગડતી=ખરાબ થતી | જીવચાલતો=મન થતું |
|---|---|---|
| છૈયેછોકરે=બાળબચ્ચાંથી | ખૂબસુરત=દેખાવડો, | કપરા=અઘરા |
| ભરપુર=ભરેલો | શોભીતો | લાચાર=નીરૂપાય |
| પૈસેટકે ખાલી=ગરીબ, | ઉમદા=સારી જાતનો | મૂલ=કિંમત |
| પૈસા વગરનો | દેશાવર=પરદેશ | મુકામે=ઘેર |
| હાલત=દશા | વહાલ=હેત | હૈયું ભરાઇ આવ્યું=મ. |

નમાં રડવું આવ્યું
પંપાળતાં=હાથ ફેરવતાં
અરદાસ=ચાકરી
પરવડે=ફાવે, પાલવે

**પાઠ ૨૭ મો.**

આખર=એ જાતનું મોટા ભારે શીંગડાંવાળું પશુ
ઝરો=પાણીનો વહેરો
ભરાવ=જમાવ
નારાજ=નાખુશ
બડબડવા=બોલવા
લજવ્યું=શરમાવ્યું
ફુટડા=રૂપાળા
લલકારવું=મોટા અવાજથી ગાવું તે
ચમકી=ચોંકી
પારધીઓ=શિકારીઓ
ઝાડી=જ્યાં ઘણાં ઝાડ હોય તે જગા
ચોપાસ=ચારે બાજૂ
ફેલાએલી=પથરાયેલી
ખેંચતાણ=ખેંચાખેંચ
ઝાલ્યું=પકડ્યું
વખોડતું=નીંદતું
સંકટ=દુખ
મોહી પડયું=ખુશી થયું
ફસાવી=સપડાવી

**પાઠ ૨૮મો.**

નકલ=બીજાના જેવું કરનાર
ગભરાયું=મુંઝાયું, બીન્યું
રંગરેજ=લુગડા રંગનાર
જરદી=જરદા જેવો રંગ
ગભરાટ=બીક
પાસ=અસર
વન=જંગલ
રાજ=અમલ
આંગણે=આરણા આગળ
ચોકી=રક્ષણ
ડીલ=શરીર
કોઢ=જ્યાં લુહાર લોઢું ટીપે ત્યાં
ભઠ્ઠી=મોટા ચુલો
ધગધગતા=લાલચોળ, ઉના
બુરા=ખરાબ, નઠારા

**પાઠ ૨૯મો.**

લગ્ન=વીવાહ
વરા=જમણવાર
પીએર=બૈરાંના બાપનુંઘર
ટાંકણે=ટાંણે, સમયે
મેળાપ=મુલાકાત
ચડભડી=ગુસ્સે થઇ
નડવા=હેરાન કરવા
લેખવે છે=ગણે છે
મોંઘે ભાવે=વધારે કિંમતથી
ખપ=જરૂર
શેખી=બડાઇ
ચોટામાં=બજારમાં
રંક=ગરીબ
ભારેખમ=મોટાઇવાળાં, ભાર બોજવાળા,
માન=આબરૂ

**પાઠ ૩૦મો.**

આપકર્મી=પોતાની જાતે કમાઇ ખાનાર
કુંવર=રાજાનો છોકરો
બાપકર્મી=બાપની કમાઇ ઉપર ખાનાર
રાજપાટ=રાજગાદી
તીર્થ=જાત્રાનું ઠેકાણું
ધન=દોલત
ભાભી=ભાઇની વહુ
વતન=જન્મભૂમી

દશેરા=આસો સુદ ૧૦
પર્વ=તહેવાર
ઓચીંતી=એકદમ
તરાપ=છલંગ, ઠેકડો
ઠેકાવી=કુદાવી
સેના=ફોજ
લુણ્યુ=મીઠું (અનાજ)
ફતેહ=જીત
દહેરામાં=મંદીરમાં, દેવળમાં
પ્રાર્થના=સ્તુતી
દુશમન=શત્રુ
તક=લાગ
સરદાર=લશ્કરનો ઉપરી અમલદાર
નાસભાગ=નાસાનાસ
ભેટયા=એકબીજાની સાથે મળ્યાં
વરમાળ=કન્યા વરને જે માળા પહેરાવે તે
પહેરામણી=લગ્ન વખતે છોકરીનો બાપ વરને કાંઇ આપે તે

## પાઠ ૩૧મો.

ખસીગયું=જતું રહ્યું
ઘાસચારો=ઘાસ વગેરે
ચરવા=ખાવા
ચર્યો=ઘાસ ખાધું
તાજો=શરીરે મજબુત
લહેર=મજા
ખાબોચીઉં=પાણી ભરેલો નાનો ખાડો
ચગદાઇ=છુંદાઇ
જીવ=પ્રાણી
ચઢાઉ=ફુલણજી
વેઠેછે=સહન કરે છે
ગુસ્સે=ક્રોધે
મમતે=હઠે
ગજા ઉપરાંત=શક્તિ કરતાં વધારે

## પાઠ ૩૨મો.

શિખામણ=સમજણ, અક્કલ
ખરડાંએલે=રગડોરાયેલે
ભિખારી=ભીખ માગી ગુજરાન કરનાર
તળાવડી=નાનું તળાવ
લપસી=ખસી
ઉપકાર=દયા
ધ્રૂજતો=થરથરતો
ગુરૂજી=મહેતાજી
ઠીક કર્યું=સારૂં કર્યું
ટાઢ=ઠંડી
ઉનાળાની=તડકાની
બફારો=ઘામ, પરસેવો
ખપનાં=ઉપયોગનાં
સાહુકાર=શ્રીમંત પૈસાવાળો
વાંક=કસુર
વર્ગ=કલાસ
બેદરકાર=કાળજી વગર
રોગો=દરદો
કસ=અંગરખાંને બાંધવાની દોરી
બોરીયાં=બુતાન

## પાઠ ૩૩મો.

ઉપયોગ=કામ
ભાઇબંધી=દોસ્તી
ધંધોરોજગાર=વેપાર
દેશાવર=પરદેશ
દોરીને=ખેંચીને
ખાતરી=ચોકસ વીચાર
ફાટ=ચીરો

ઢંકાયલાં=દબાયલાં
અંગુઠીઆં=પગને અંગુઠે પહેરવાનું ઘરાણું
જોડવાં=પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાનું ઘરાણું
નિશાનીઓ=ચિન્હ
વહેળો=ઝરો
શેલો=શલ્યા, પથ્થર
ધોબી=લુગડા ધોનાર
રાજમાર્ગ=મોટો રસ્તો
ઢુંકડું=નજદીક, પાસે
વસ્યા=રહ્યા
ખંતીલા=કાળજીવાળા
પુષ્કળ=ઘણાં

## પાઠ ૩૪મો.

મહિમા=મોટાઈ
જગપતિ=પરમેશ્વર
જગમાં=દુનીયામાં
રચી=બનાવી
રચના=શોભા, બનાવટ
રૂડી=સારી
અપાર=ઘણી
પ્રાણીઓ=જીવો
સરજાવ્યાં=બનાવ્યાં
સંસાર=જગત
નવરંગી=તરેહતરેહનાં
ખીલતાં=ઉઘડતાં
તરૂપાન=ઝાડનાં પાંદડાં
પાંડ=પહાડ
કરાડ=કોતરો, ટેકરા
સિંધુ=દરિયો
સરિતા=નદી
ઘાટ=આરા, કિનારા
રળિઆમણી=શોભિતી
નગર=શહેર
વનવાટ=જંગલનો રસ્તો
શીતળ=ઠંડો
તાપ=તડકો
નિર્ધાર=નક્કી
ઝુલતાં=લટકતાં
મધુર=મીઠાં
નાદ=અવાજ, સાદ
કળા=પ્રકાશ
દીસે=દેખાય
મેદાન=સપાટ જમીન
જળમહીં=પાણીમાં
પાન=પાંદડાં
આંખડી=આંખ
ભલું=સારૂં
ચાવણું=ખાવાનું
ઉપકાર=પાડ
કળા=યુક્તિ, ખૂબી
કળી જાયે નહિ=સમજી શકાય નહિ
સરજી=બનાવી
સરજનહાર=બનાવનાર, પરમેશ્વર

(૧) પરમેશ્વરે આ દુનિયામાં સારી બનાવટ બનાવી, આ દુનિયામાં નાના મોટા પ્રાણીઓ બનાવ્યાં છે.

(૨) તરેહવાર રંગના ખીલતા ફુલો, ગાયન ગાતાં પક્ષીઓ અને સારા રંગ વડે શોભતાં ઝાડનાં પાંદડાં તથા પક્ષીની પાંખો તેણે બનાવ્યાં છે.

(૩) મોટા પહાડ અને ટેકરા, દરિયાને નદીના કિનારા તથા શહેરને જંગલના રસ્તાઓની બનાવટ બહુ શોભિતી કરી છે.

(૪) શિયાળાનો ટાઢો પવન સારી ઠંડક આપે છે અને ઉનાળામાં સુરજનો તડકો ઘણો પડે છે.

(૫) ચોમાસાના દિવસમાં વરસાદ વરસે છે અને વળી ઝાડ ઉપર ફળ લટકતાં હોય છે અને મોરના મીઠા અવાજ થઇ રહ્યા હોય છે.

(૬) સુદમાં ચંદ્રનું તેજ આનંદ આપે છે અને વદમાં તારાના તેજનો રંગ બહુ સારો દેખાય છે.

(૭) રમત ગમત માટે મેદાનો આપેલા છે, પાણીમાં વેલા અને પાંદડાં કેવા તરતાં દેખાય છે?

(૮) હે પરમેશ્વર તેં જોવાને માટે આંખ આપી છે, સાંભળવાને માટે કાન આપ્યા છે, બોલવાને માટે જીભ આપી છે, તે સારૂં કર્યું છે.

(૯) દાંતની સાથે ખોરાક આપીને આપણા ઉપર ઘણો ઉપકાર કર્યો છે આવી પરમેશ્વરે જે યુક્તિ કરી છે તે સમજી શકાય તેવી નથી.

### પાઠ ૩૫મો.

ઋતુ=મોસમ
વિશાળ=મોટા
છજેલ=છવાઇ રહેલી
તંબુ=જાડા લુગડાનું ઘર
નાળિએરી=નાળિએરનું ઝાડ
તાડ=ઘણું ઉંચું ઝાડ
પલ્લવ=પાંદડાં
ધરી=ધારણ કરી
સ્હોય=શોભે
મીઠાબોલ=સારા વચન
કલોલ=આનંદ
વિશેષ=ઘણા
બેશ=સારૂં
કેસુડો=ખાખરાના ફુલનો
ઘોળીને=ઘુંટીને
ખેલે=રમે
બાગમાં=બગીચામાં
ફુવારા=જેમાંથી પાણીની શેરો ઉંચે ઉડે છે તે
છાંટે=છંટકાવ કરે
નવરંગ=તરેહતરેહના
કોર=બાજુ
ચાંદની=અજવાળી રાત

(૧) મોટા વડના ઝાડ પર પથરાએલા વેલા તે જાણે તંબુ બનાવ્યો હોય એવું દેખાય છે. કેળ, નાળિયેરી અને તાડનાં ઝાડ ધજા ને વાવટા રૂપે દેખાય છે.

(૨) પીળાં અને પાકાં પાંદડા ખરી જઇને જમીન ઉપર પડે છે અને વનસ્પતિ પોતાના શરીરે નવા પાંદડા ધારણ કરીને શોભે છે.

(૩) કોયલ મીઠા વચન બોલે છે, મેના તથા પોપટ આનંદ કરે છે, તીતર, કબુતર વગેરે ઘણા પંખીઓ ગીતો ગાય છે ને સારી રીતે નાચે છે.

(૪) કેસુડાનો રંગ કરીને લોકો હોળીની રમત રમે છે—બગીચામાં ફુવારા ઉડે છે અને બજાર તથા ચોક છંટાય છે.

(૫) ભમરાઓ ગુંજાર કરી રહ્યા હોય છે અને ઝાડો ઉપર જાત જાતના રંગો હોય છે આંબાના ઝાડ ઉપર મોર શોભી રહ્યા હોય છે અને ચોતરફ ચાંદની શોભી રહી છે.

(૬) માણસો લહેજતથી શીખંડ ખાય છે અને ઠંડુ પાણી પીએ છે પશ્ચિમ અને દક્ષિણના પવનથી શરીર સુખી થાય છે.

**પાઠ ૩૬મો.**

ટેકરા=જમીન વધીને ઉંચી થઈ હોય તે
પડછાયો=ઓળો
બપોર=મધ્યાનકાળ
કસરતશાળા=કસરત કરવાની જગા
હરકોઇ–કોઇપણ
ઓળખાવી=પારખવી
પીઠ=બરડો, વાંસો

**પાઠ ૩૭મો.**

નકશો=નમુનો
બેસતા વરસને દહાડે=જે દીવસથી વરસ શરૂ થાય તે
પંખો=વીજણો
દાંડી=પંખો પકડવાની લાકડી
માપ=ભરતર
ભાન=ખબર
સરસ=સારો
મથાળે=ટોચે
ફુટ=બાર ઇંચિનું માપ
મધ્યમાં=વચમાં

કરા=ભીંત
બેઠકો=બેસવાની જગા
ઠીક=બરાબર

### પાઠ ૩૮મો.

સ્ટેશન=જ્યાં
આગગાડી ઉભી રહે
રહે ને માણસો ચઢે
ઉતરે તે જગા
મોટા રસ્તો=સરિયામ
રસ્તો
નિશાન=ચિન્હ
અડકેલાં=અડેલાં
સમજ=ભાન
મથક=સ્થાનક
ગોચર=ગાયોને ચરવાની
જગા

### પાઠ ૩૯મો.

સહેલ=મજા
વર્ગ=કલાસ
વગડામાં=જંગલમાં
પોપડા=ખીડ
આંબાવાડી=જ્યાં ઘણા
આંબાના ઝાડ હોય
તે જગા

ઢાળ=ઢોળાવ
આસપાસ=આજુબાજુ
દહેરૂં=દેવળ
કાંઠા=કિનારા
ભાઠું=નદી કીનારા
ઉપર ખેડવા લાયક
જગા
વહેણ=પાણીનું વહેવું
ચાલાક=હોંશિયાર
હોડી=વહાણ
પેલેપાર=સામે કિનારે
કયારડા=જમીનમાં થોડા
ઉંડા ખાડા
સુગમ=સહેલું

### પાઠ ૪૦મો.

અધિકારીઓ=અમલદારો
વાળુ=રાતનું જમવાનું
સગડી=તાપણી
મોસાળ=મામાનું ઘર
ચોરો=ગામના મુખી,
તલાટી, અને સર-
કારી અમલદારોને
કામકાજ કરવાનું મકાન
મુખી=પટેલ
ગંધ=ખરાબ વાસ

બંદોબસ્ત=ગોઠવણ
હવાલદાર=મુખીના હાથ
નીચેનો સિપાઇ
મામલતદાર=તાલુકાનો
ઉપરી અમલદાર
હુકમ=આજ્ઞા
ભરણું=વસુલાત ઉઘ-
રાવી હોય તે
રાવણીઓ=ચોકીદાર
સિપાઈ
તાલુકો=ઘણા ગામ
તલાટી=ગામની વસુલાત
ઉઘરાવનાર
કોથળી=થેલી
હુંડી=રૂપીઆ મળવાની
ચીઠી
ટપાલી=કાગળ વહેંચનાર
ગેરહાજર=હાજર ન
રહેવું તે
માંદો=બીમાર
ડાક્તર=અંગ્રેજી દવા
કરનાર

### પાઠ ૪૧મો.

આકાશ=ગગન
સોનેરી=સોના જેવો પીળો

પથરાઈ=ફેલાઇ
કોરો=બાજુઓ
ધગધગતા=લાલચોળ
અંગારા=સળગતા કોલસા
ચળકતો=ઝળકતો
દાતણ પાણી=દાંત સાફ કરીને મોઢું ધોવું તે
ધંધે વળગે=કામે લાગે
ખેડુત=ખેતીનું કામ કરનાર
હળ=જમીન ખેડવાનું ઓજાર
વાળી ઝાડી=વાળી તથા ઝાપટી
સાફ=ચોકખું
કલોલ=આનંદ
ખોરાક=ખાવાની ચીજ
તાજી=લીલી
ખીલતી=ઉઘડતી
લહેર=ધીમો સપાટો
તાપ=તડકો
ધીમે ધીમે=હળવે હળવે
કામ કાજ=ધંધો રોજગાર
વાળુ=રાતનું ખાવાનું
ઘોંઘાટ=અવાજ
ચોતરફ=ચારે બાજુમાં

## પાઠ ૪૨મો.

હવા=ધીમે ધીમે વાતો પવન
પવન=જોરથી ફુંકાતો વાયરો
ફુંકાય છે=વાય છે.
ઠરી જાય છે=ઠંડા પડી જાય છે
ફેર=તફાવત
સમજ=સમજણ
ટિકિટ=દાખલ થવાની ચિઠ્ઠી
બારણાં=દરવાજા
ગુંગળાઈ=અકળાઇ, મુંઝાઈ
ઝપાટો=સપાટો
તોફાન=ઘણા પવનથી થતું નુકસાન
ઉથલી પડયા=ગબડી ગયા
ભરવાડ=ઘેટાં બકરાં ચરાવનાર, રબારી
આગ=લાય
ફેલાઇ=ચારે તરફ ફરી વળી
ફરી ગયો=બદલાઈ ગયો
ફળીઉ=શેરી
બચત=ઉગરત
ઘસડી=ખેંચી
ધાન્ય=અનાજ
વહાણો=મોટી હોડીઓ
અકળામણ=ગભરામણ
ખપનો=કામનો

## પાઠ ૪૩મો.

નિર્દય=દયા વગરનો
મૂલ=કિંમત
ઓછું=થોડું
પોચી=નરમ
સહેલાઇથી=સરળતાથી
ચુરો=ભુકો
કણ=રજકણ
છુટા=જુદાં
પીગળતો=રસ થતો
ચુસી=શોશી
ઓગળતો=પાણી સાથે મળી જતો
ભઠ્ઠીમાં=મોટા ચુલામાં
કઠણ=સખત
ગાંગડો=ગઠ્ઠો

ઝાંખો=મેલો,
કોલ=રેતી સાથે મેળવેલો ચુનો
કહાણી=કહેવત
સેંકડો=ઘણા
બારીક=ઝીણા
જંતુઓ=ઝીણા જીવડાં
વેહ=કાણા, છિદ્રો
આઘો=દૂર, છેટે
થર=પડ
ચાંચવા=જમીન ખોદવાનું ઓજાર
પાવડા=ખોદેલી માટી ટોપલામાં ભરવાનું ઓજાર
હકીકત=વાત

## પાઠ ૪૪મો.

પુષ્કળ=ઘણા
ધંધા=રોજગાર વેપાર
જુદી જુદી જાતનાં=તરેહ તરેહનો
નોકર=ચાકર
ભોંયમાંથી=જમીનમાંથી
ભેળ=ભેગ

ગાળીને=રસ કરીને
કાતર=કાપવાનું હથિયાર
ચંબુ=શીરોઈ
નાળચાં=નળીઓ
કથરોટ=મોટી થાળી
માંજીએ=ઊટકીએ
બાઝેલો=વળગેલો
કાટ=તાંબા પીતળના વાસણો ઉપર લીલો થર બાઝે છે તે
ઝેરી=ઝેરવાળો
સિક્કા=નાણું
ટંકશાળ=સિક્કા પાડવાની જગા

## પાઠ ૪૫મો.

ઇનામ=બક્ષીશ, ભેટ
ધાતુ=ખાણમાંથી સોનું તાંબુ, લોઢું વગેરે નીકળે છે તે
વર્ગના=કલાસના
વારો=વખત
પસંદ કરી=કબુલ કરી
મેળવણી=ભેગ
ખુબ=ઘણી

મજાગરાં=બડવાં
વપરાય છે=કામમાં આવે છે
ખાટી=ખટાશવાળી
કટાય=કાટ ચઢે છે
ચઢાવી=દેવરાવી
જલદી=ઝટ
કટાતું=કાટવાળું
માંજેલા=ઊટકેલાં
સસ્તું=સોંઘું
કુંચી=ચાવી
દોડતી=ચાલતી

## પાઠ ૪૬મો.

ઘાસ=ખડ, કડબ
વર્ગ છોડતી વેળાએ=રજા આપતી વખતે
ઘાસનું બજાર=જ્યાં આગળ ઘાસ વેચાતું હોય તે જગા
ચરો=બીડ, ઘાસ ઉગવાની જગા
કુમળું=નરમ
છાવામાં=ઢાંકવામાં
ધારવાળી=અણીવાળી

દાભ=એક જાતનું ઘાસ
દર્ભ
ઝીંઝવો=એક જાતનું ઘાસ
ચરાઉ=ચરનાર
ગંજી=ઘાસના ઢગલા
ગડી=ગાંઠ
સુગંધ=સારી વાસ
મોથ=એક જાતનું ઘાસ
ખુજલી=ખજવાળ
ચોપડવા=લગાડવા
ધુપેલ=માથામાં ઘાલવાનું સુગંધીદાર તેલ
અત્તર=સુગંધીદાર અર્ક
દરો=એક જાતનું ઘાસ
જડ=મૂળ
ઉપલાણે=ઉપરના ભાગમાં
પાણીવાટમાં=પાણી જવા આવવાના રસ્તામાં
ચમરી=છોડ ઉપરની પાંદડી
સુંવાળી=લીસી
કુટીને=કચરીને
મુંજ=સરકટની પાંદડીમાંથી બનાવેલી દોરી

## પાઠ ૪૭મો.

ગુચ્છો=જથો
સાંઠા=પાતળો સોટો
પરાળ=ડાંગરનું ઘાસ
સરખાં=મળતાં
બાઝેલી=ચોંટેલી
સળંગ=આખી
કાતળી=પેર, એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીની સળંગ સળી
ખાતર=ઘાસ, છાણ મુતર વગેરે કોહવાઈ ગયેલો કચરો
પૂરીને=નાંખીને
ભીલ=વગડામાં રહેનાર માણસોની જાત
મહીકાંઠો=ગુજરાતમાં મહી નદીની પાસેનો મુલક
નાગલી=બાવટો
થેક=એક જાતની ખાવાની વસ્તુ
છડી=ખાંડી
ઢેબરાં=મીઠું, મરચું નાંખીને કરેલા લોટના રોટલા
ખસલી=એક જાતનું ઘાસ
કડબ=જારનો સુકો સાંઠો
રાતડીઓ=રાતી જાર
મીઠો=ગળ્યો

## પાઠ ૪૮મો.

ખેડુત=ખેતી કરનાર
હળ=ખેતર ખેડવાનું ઓજાર
વસ્ત્રો=લુગડાં
મજુરી=મહેનત
વળગું છું=લાગું છું
એક સામટું=એકદમ, વીસામો લીધા વગર
ભાથું=ખાવાનું
ભાણુ=સુરજ
કોઢ=બળદને રહેવાની જગા
નીરું છું=નાંખું છું
મીઠો=સ્વાદિષ્ટ
મજબુત=જોરાવર
કૌવતવાળું=શક્તિવાળું
આળસુ=સુસ્ત, એદી
ભારે છે=વજનદાર છે

હળપુણી=હળમાં લોઢાની કોશ હોય તે
ચવડું=લાકડાને ત્રણ ખુણીયો ભાગ
સડ=અહાસ, થાંભલો
ધુસરી=બળદની ખાંધે રહે છે તે લાકડું, જોસરૂં
છડો=હલેડી
ચાસ=જમીન ખોદાઇને આડા ઉભા લીટા પડે તે, ઓળીયા
તાત=બાપ
સંસાર=દુનીયા
પાળતો=પોષણ કરતો
નીપજાવે=ઉપજાવે
જીવ=પ્રાણી
ધરે=પહેરે
ભાવે=હેતથી
સહે=ખમે
લઠ્ઠ=મજબુત
ઉત્તમ=સૌથી સારી
પર=પારકો
ઉપકારી=આભારી
ખંતથી=કાળજીથી હોંશથી,
દીએ=આપે
શીખ=શીખામણ

(૧) હે ખેડુત તું ખરેખર આ દુનિયાનો બાપ ગણાય છે. આ બધી દુનીઆને તુંજ પાળતો જણાય છે કારણ કે તું કપાસ, ફળ, ફુલ ઘાસ ને અનાજ ઉત્પન્ન કરે છે, બધા જીવો અનાજ ખાય છે ને માણસો હોંશથી લુગડાં પહેરે છે.

(૨) વળી તું તાપ અને વરસાદ વેઠે છે અને બહુ મહેનત કરે છે તેથી શરીરે મજબુત રહે છે અને હમેશા આનંદમાં ફરતો ફરે છે. ખરેખર ખેતીનું કામ શ્રેષ્ઠ છે વળી તે પારકાનું ભલું કરવાવાળું છે અને દુનીયાને તું ખરી હોંશથી મહેનત કરવાની સારી શીખામણ આપે છે.

## પાઠ ૪૯મો.

ટાંકણે=ટાંણે, તહેવારે.
ક્યારડા=થોડા ઉંડા ચોરસ ખાડા
પાળવાળા=કીનારવાળા
રોપી=વાવી
ફરતી=ચોતરફ
લીલાછમ=બહુજ લીલા
ઝપાટો=સપાટો
ધરૂ=તરૂ, વાવેલી ડાંગરના ઉગેલા છોડ
ઝીલવો=ખમવો
કાદવ કીચડ=કચરો પાણી
ખળી=ખળા
પરાળ=ડાંગરનું ઘાસ
છોડા=ફોતરાં
છુટા=જુદા

રાંધીને=પકાવીને

**પાઠ ૫૦મો.**

કોલુ=શેરડીનો રસ કાઢવાનો સંચો, કોલ
પડછા=પાંદડા
રસ=કસ
રોપવા=વાવવા
પુષ્કળ=ઘણું
પેરવાળી=બે ગાંઠા વચ્ચેનો ભાગ
વેંત=બિલ્લસ
આંખ=કળી
પીત=પાણી પાઇ તૈયાર કરેલો પાક
તરકારી=શાકભાજી
ડુક્કર=ભુંડ
સંભાળ=તપાસ
પાકટ=પાકી
તાવડો=મોટો પેનો
મેલ=કચરો
છારી=તર
ઘટ=જાડો

**પાઠ ૫૧મો.**

શેઠ=પૈસાદાર
રસોઇ થતી હતી=જમવાનું થતું હતું
તકરાર=વઢવાડ
ખપનો=કામનો
બેઉ=બન્ને
ધીમાં=શાંત
ઘરડાં=વૃદ્ધ
ઉજળો=સફેદ, ધોળો
બોળે=પલાળે
સફેદી=ઉજળાશ, ધોળાશ
રંધાઇને=બફાઇને
પચીજાઉં=હજમ થવું
માંદા=બીમાર
ભાવથી=હોંશથી
વહેલાં=જલદી
કણેક=લોટમાં પાણી નાંખીને બનાવેલો લોચો
આકાર=ઘાટ
નકામા=ફોકટ
વઢી મરો છો=લઢી મરો છો
હિસાબે=ગણતરીએ
સરખાં=બરાબર
ઉપયોગી=કામના
ખોટી=નકામી

**પાઠ ૫૨મો.**

તત્કાળ=તરત
મધપુડો=મધમાખીએ બનાવેલો પુડો
લટકતો=ટીંગાતો
કામળો=ઉનનો ધાબળો
ઘરબાર વગરના=રખડતાં
પારકો=બીજાનો
માલ=ચીજ, વસ્તુ
ઇચ્છા=મરજી
વગડામાં=જંગલમાં
પંડે=પોતે
નર=પુરુષ
ઈંડાં=જેમાંથી બચ્ચાં નીકળે તે
લાયક=યોગ્ય
ઉછેરવામાં=મોટા કરવામાં
હુકમ=આજ્ઞા
પાળે છે=માને છે
જન્મ=અવતાર
એકઠું=ભેગું
રક્ષણ=બચાવ
ડંખ=કરડવાનો કાંટો
આળસુ=સુસ્ત
જંતુ=નાના જીવડાં

પેસવા=દાખલ થવા
દયા=રહેમ
મે'નતુ=ઉદ્યોગી
હુન્નર=કળા
નિશાળ=ભણવાનું ઠેકાણું
મનહર=મનને ખુશ
કરે તેવો
રચે=બનાવે
રસ=કસ
તત્કાળ=તરત
ચૂસી=શોષી
સરે=થાય
ગુણ=ફાયદો
અપાર=બહુ
દીસે=દેખાય
તમામ=સઘળું
ઉદ્યોગી=મહેનતુ
પંકાય=વખણાય

(૧) મધમાખી તું મહેનતુ છે અને વળી કળાની નિશાળ છે મનને ખુશ કરે તેવો મધપુડો બનાવીને તેમાં તરત રસ મુકે છે.

(૨) મીઠું મધ ચુશી લઇને તેમાંથી મીણ તૈયાર કરે છે તેનાથી આપણા ઘણા કામો થાય છે તે બહુ ફાયદો કરે છે.

(૩) મધમાખી એ ઘણુંજ નાનું જીવડું છે પણ તે ભારે મોટું કામ કરનારી જણાય છે ડાહી અને સ્વચ્છ દેખાય છે તથા તમામ આળસ છોડી દે છે.

(૪) કીડી, કરોળીઆ ને મંકોડા એ મહેનતુ જીવડાં કહેવાય છે તેમાં પણ તું ઘણી વખણાય છે.

**પાઠ ૫૩મો.**

બતક=એક જાતનું પાણી ઉપર ચાલી શકે તે પક્ષી
મરઘાં=કુકડાં
શેખ=મુસલમાનની એક જાત
ખાબોચીઆ=પાણીના નાના ખાડા
ચીકટ=ચીકાશ
ભિંજાતું=ભીનું થતું
જોડાએલાં=સંધાએલાં
દાઢ=ચાવવાના બેવડા દાંત
પેઠે=માફક
અણીદાર=તીણી
મરઘી=કુકડી
જાળવે છે=સાચવે છે
ખડખડે=ખડખડાટ થાય.
તળે=નીચે
બીકણ=બીએ એવો
છેડવા=કનડવા
ધસીને દોડે છે=હુમલો કરે છે
માંજર=કલગી, છોગુ
દીપે છે=શોભે છે

ઉકરડા=કચરો નાંખવાની જગા
ખોતરવા=ખણવા
વહાણુંવાય=સવાર થાય
ધંધે=કામકાજે

**પાઠ ૫૪મો.**

સૌએ=બધાએ
કદી કદી=કોઇ કોઈ વખત
ચીં ચીં=ચકલીનો અવાજ
એકદમ=એકાએક
બીતી=બીનતી
કાબરી=કાબર ચીતરી
મજબુત=જોરથી
તણુખલાં=તરણાં
માળો=પક્ષીને રહેવાનું ઘર
ખુણેખોચરે=ખુણામાં
ફરે=વારે
માંહેથી=અંદરથી
પોચા=નરમ
ટપકાં=નિશાન
રઝળીને=રખડીને
ફાયદે=લાભ
નુકસાન=બગાડ
ભો=બીક
લાગ=તક
ઓછો=થોડો

**પાઠ ૫૫મો.**

દેખાવ=નજરે પડતો ઘાટ
સુંદર=સારો
ગરદન=ડોક, બોચી
સુંવાળા=નરમ
ચળકતા=તેજસ્વી
કેશવાળી=ઘોડાની ગરદન પરના વાળ
જાંઘ=સાથળ
થાપા=જાંઘના ચપટા ભાગ
નક્કર=પોલાણ વગર, સંગીન
સપાટ=સરખી
ઝપાટાબંધ=એકદમ, જલદીથી
અણીદાર=તીણા
લગામ=દોર
તીણા=ધારવાળા
ખુલ્લું=ખુલ્લું
મજલ=અંતર
પાણીદાર=તેજ, જોરવાળી
નીમકહલાલ=ધણીનું ભ[illegible] કરનાર
પ્રીતિ=હેત
તાબે=કબજે
અવાજ=સાદ
ચમકે છે=ચોંકે છે
શરત=હારજીતની રમત
ટટ્ટી=વાંસની વાડ
કુદાવે=ઓળંગાવે
જીન=ઘોડાની પીઠપર મુકવાનો સામાન
સવારી કરે છે=મુસાફ[illegible] કરે છે
ભાર=વજન
બરદાસ=ચાકરી
લગભગ=ઘણું કરીને

**પાઠ ૫૬મો.**

નાળબંધ=નાળ જડના[illegible]
ફેર=તફાવત
ઝુમખો=ગુચ્છો
વલખા કરે છે=ઉચકયાં કરે છે

અડીઅલ=હઠીલું
ઠોઠ=માર ખાય તેવું, મુર્ખ
ધીરજવાળું=શાંત
કહ્યાગરૂં=કહ્યું કરે તેવું
ચાલાક=હોશિયાર
તબેલો=ઘોડો બાંધવાની જગા
ટટ્ટુ=નાનો ઘોડો
ખચ્ચર=અડધું ગધેડાને અને અડધું ઘોડાને મળતું આવતું પ્રાણી
ડુંગરા=ટેકરા

## પાઠ ૫૭મો.

ભાગ=અવયવ
તફાવત=જુદાપણું
ધડ=ડોકની નીચેનો શરીરનો ભાગ
તાળવું=મોંની અંદરનો ઉપલા જડબાનો ભાગ
હડપચી=દાઢી
ભવાં=ભ્રમર
પોપચાં=આંખનું ઢાંકણ
પાંપણ=પોપચાં ઉપરના વાળ
ખાળે છે=અટકાવે છે
લમણું=આંખો ને કાન વચ્ચેનો ભાગ
પાતરાં=પાંદડાં
બીજાં વાનાં=બીજાં ભાગ
બોચી=ગરદન
મેર=બાજુ
પેઢુ=પેટની નીચેનો ભાગ
ઢીંચણ=ઘુંટણ
નળો=ઢીંચણ નીચેના પગના ભાગનું હાડકું
પાટલી=પગનું તળીઉં
એડી=પાની

## પાઠ ૫૮મો.

ઇંદ્રિયો=શરીરના અવયવો કે જેનાથી જોઇ, સાંભળી, સ્વાદ લઇ શકાય છે તે
સ્વાદ=મીઠાશ
આકાર=ઘાટ
વાસ=સુગંધ
સૂંઘી જોયું=સોઢી જોયું
સુંવાળી=લીસી
શાવડે=શાનાથી
ખબર પડે=માલમ પડે
મઝાની=સારી
ધબાકો=અવાજ
વસ્તુ=ચીજ
જ્ઞાન=સમજ

## પાઠ ૫૯મો.

રંગરેજ=લુગડાં રંગનાર
ભાતભાતના=તરેહતરેહના
છુટ્ટી=રજા
ઘેરા=ઘાડા
ખુલતા=ખુલ્લા
ઝાંખા=તેજ વગરના
તપખીરી=છીકણીના રંગ જેવો
કથ્થાઇ=કાથા જેવો રંગ
રાખોડી=રાખના રંગ જેવો
આકાશ=ગગન
ઓછાવત્તા=થોડા વધારે
મેળવે છે=ભેગા કરે છે
આછા=ફીક્કા
ગુલાબી=ગુલાબના ફુલના રંગ જેવો

### પાઠ ૬૦મો.

ઉઘાડો=નાગો, લુગડાં પહેર્યા વગરનો
ધ્રુજે છે=થરથરે છે
ડીલ=શરીર
ટેવ=આદત
કાપડ=લુગડાં
કાંતીને=તાર કાઢીને
દોશીવાણીઆ=લુગડાં વેચનાર
છીંટ=એક જાતનું તરેહવાર છાપેલું કપડું
બાસ્તો=એક જાતનું સફેદ લુગડું
જંગલી=જંગલમાં રહેનાર
ગરીબ=પૈસા વગરના
રંગદાર=રંગવાળાં
રૂવાંટી=ઝીણા ટુંકા ને સુંવાળા વાળ
ગરજ સારે છે=કામ આવે છે
ભોંગડાં=જાડા પડ

## પાઠવાર અઘરા શબ્દો.

| | | | | |
|---|---|---|---|---|
| પરમેશ્વરે | પ્રભુ કેરૂં | લક્કડ | વંઠી | બંદીખાના |
| વટેમાર્ગુ | ઋતુ | ઘોડીઆં | ચાટામાં | કૂદવું |
| ભાક્ત | શ્રાવણ | પુષ્કળ | રઝળતો | સમજાવ્યું |
| પૃથ્વી | વસ્ત્ર | સુતરાઉ | લાતાલાતી | ઊંઘ્યાં |
| ધર્મશાળા | તિથિઓ | સરૈયાની | હાડવૈદ | રિસાળ |
| સરજ્યાં | પખવાડીઆં | દ્રાક્ષ | ખદખદતો | મુદ્દલ |
| ચંદ્રમા | શિઆળો | સિપાઇઓ | ઓસડવેસડ | હડીસીંગ |
| હોશિયાર | પોષ | સજ્જડ | શિખામણ | રિસાયે |
| વર્ણન | ચૈત્ર | ડાહ્યો! | જક્કી | ભાઈબાંધુ |
| ભ્રમર | વૈશાખ | લોહીલોહાણ | ગાડરાં | પીરસેલી |
| પૂર્વે | ધોએલાં | રખેવાળે | દૂંફમાં | વીંછી |
| ઝગઝગાટ | વિખુટા | ભાગ્યશાળી | પિવાડતો | ઢોંગ |
| ભક્તા | હારબંધ | વિદ્યા | વિઆય | પસ્તાયો |
| ધ્યાન | પિત્તળ | પુત્રનાં | અજાણ્યું | વરઘોડામાં |
| ગવૈયાઓ | સુખડીઆનાં | ઓવારણાં | અભાગીઉ | પાટલુન |
| ઉમંગી | મિઠાઈ | લાડકવાયો | ગોંધતો | કરોળીઓ |

તૂટેલે
મંડયો રહ્યો
હિંમત
બીડયો
છટ્ટી
યત્ન
ચકબિલ્લુ
કચ્છબીડી
ગુરૂજી
અજીતસિંહ
શિવશંકર
કિલ્લો
હુમલો
ચક્કરમાં
દોડાદોડ
ઘૂમી રહ્યો
થાકયો
ઉઘાડયો
ભૂલથાપ
ટપોટપ
દૃઢ
છુટ્ટીની
ગેડીદડા
પીતરાઇ
મધમાખી
અર્ધું
સ્વાદ
ગણગણતી
કુટુંબનાં
છંછેડે

સોહામણી
ભપકાદાર
નુકસાન
પુતળાં
મોજમઝા
ઉલટભેર
ધોતલીમાં
ભાંગેલું
હોંસભેર
ઢીંગલી
ચીથરાંની
પસ્તાયો
ખેંચતાણ
સહીઆરો
નિર્દ
બળવંતા
રામચંદ્રજી
દર્પણ
શ્રીરામ
કૌશલ્યા
સમજ્યાં
તરેહતરેહનાં
ગણકાર્યું
ખીજવાયા
પ્રધાન
વિચાર્યું
બ્રાહ્મણ
વિદ્યાર્થી
મૂખ
ધણિઆણી

ભક્ત
ગુજરાન
છોકરાંછૈયાં
તરફડતું
જન્મ
લોહિઆળું
ગુસ્સો
ભાંગીતૂટી
અભાગણી
ગાર્ડ
સ્ટેશન
ખોડંગતો
ભાઇભાંડુ
નવાડયો
હુંફાળું
શાબાશી
છાપખાના
વાળા
આગગાડી
ખડખડાટ
ફૂંક્યું
કેળવ્યો
ઝપાટાબંધ
ખબરદાર
હીંચકા
હીંચોળે
બિચારો
ઢીમણું
છાતીવાળો
બઝાડીને

ખવડાવ્યા
પાદશાહ
સુબો
ઓદ્ધો
ખલીફા
રૈયત
દેખાવડો
નીમણુક
શાહજાદા
શાહજાદીઓ
ચીતરામણ
તહેનાતમાં
છોકરવાદી
ફરમાવશો
સમજુતી
ફરજ દો
અલ્લા
દીલગીરી
આંધળો
લંગડો
ઢેકાઢળીઆ
કોહલાં
ખોંખારો
પડછાયો
કિનારે
ગુમાવ્યું
ખરીદ કર્યું
અચરજ
મહારાજ
હડપાએલાં

શિકારી
ઉચકયાથી
અભડાયો
ગોળમટોળ
ચટાપટા
છાનોમાનો
કુહાડી
પિતાની
નિહાળ્યું
ઝુલતાં
સુણી
સંપત
પૈસેટકે
રૂપીઆ
ચોકખા
શીંગડાં
બડબડવા
પારધીઓ
વખોડવી
શિઆળ
પ્રાણીઓ
આંગણે
ભટ્ઠીમાં
લગ્ન
પિઅર
ટાંકણે
ચડભડી
રડયુંખડયું
ઉપયોગમાં
આપકર્મી

અભેસીંગ
રાયપુરમાં
બાપકર્મી
રાજપાટ
પરણાવ્યો
ઓચીંતી
ઉદેસીંગ
લશ્કર
સેના
તડંગધુમ
દુશ્મન
ભેટયા
પહેરામણી
લહેર
તડુકતો
ખાબોચીઆમાં
ચઢાઉ
ગુસ્સે
ઉપરાંત
મહેતાજી
ખરડાએલે
ભિખારી
તળાવડી
હંમેશાં
ધ્રુજતો
સોભાગચંદ
ધોએલાં
સાહુકાર
વર્ગ
ઓરીયાં

ઉપયોગ
વાણીઆના
રોજગાર
સ્ત્રી
અંગુઠીઆં
નિશાનીઓ
ધોઅણુનાં
હુંકડું
ખંતીલા
પ્રભુનો
મહિમા
જગપતિ
સરજાવ્યાં
તરુપાન
સિંધુ
સરિતા
રળિઆમણી
સૂર્યનો
નિર્ધાર
ચાવણું
સરજનહાર
વસંતઋતુ
સ્હોય
વનસ્પતિ
વિશાળ
નાળિએરી
પૃથ્વી
પલ્લવ
કેસુડો
સ્વાદે

શિખંડ
પશ્ચિમ
દક્ષિણ
સુખીઉં
દિશાઓ
ઉગમણી
કસરતશાળા
આથમણી
નકશો
સ્લેટ
વિજયા
સાથીઓ
મુકુંદ
પ્રમાણે
ઉત્તર
મધ્યમાં
પગથીઉં
ગેલેરીઓ
અડકેલાં
ચીતરવી
ગોચર
આંબાવાડી
નિશાળ
હોડીઓ
ક્યારડા
અધિકારીઓ
મુખી
બંદોબસ્ત
હવાલદાર
રાવણીઓ

મામલતદાર
તલાટી
હુંડી
માસ્તર
વેણીલાલ
ગેરહાજર
સાંજ
આકાશ
દાતણપાણી
ધગધગતા
પક્ષીઓ
વનસ્પતિ
ઘોંઘાટ
લક્ષ્મણ
ટિકિટ
ગુંગળાઈ
નળીઆં
ઉથલી પડયાં
ફૂળીઉં
દરીઆ
ધાન્ય
અકળામણ
નિર્દય
અક્ષરો
પીગળતો
ઓગળતો
ચૂસી
કહાણી
જન્મ
સેંકડો

જંતુઓ
છિદ્રો
પુષ્કળ
પિત્તળનાં
લોટીઓ
ચંબુ
તાંબાકુંડી
સિક્કા
ટંકશાળ
ઇનામ
હકીકત
મેળવણી
મજાગરાં
શિરોઇ
માંજેલાં
મુળીઆં
ઝીંઝવો
ખુજલી
ઉપલાણે
સુંવાળી
ગુચ્છો
કાતળી
મહીકાંઠા
રાતડીઆનો
ખેડુત
વસ્ત્રો
અથાણું
કૌવતવાળું
હળપુણી
ધુસરી

| અન્ન | કણેક | ભિંજાતું | જગુભાઈ | સાલ્લા |
| --- | --- | --- | --- | --- |
| ટાંકણું | પૈસાદાર | અણીદાર | ઝુમખો | કેસરીઓ |
| લીલાછમ | મધમાખ | બચ્ચાં | ખોંખારે છે | તપખીરી |
| કાદવકીચડ | તત્કાળ | માંજર | ચાડીઅલ | કત્થાઈ |
| રણછોડ | મધપુડો | કુકરેકુક | ધીરજવાળું | ઓછાવત્તા |
| તરકારી | વાઘરી | તણખલાં | ફણાગરૂં | ધ્રૂજે છે |
| શિઆળવાં | ઈંડાં | કેશવાળી | ખચ્ચર | ઊન |
| નુકસાન | આળસુ | ઝપાટાબંધ | જ્ઞાન | ફલેનલ |
| કોળુ | હુન્નર | પાણીદાર | ઇંદ્રિયો | અંગરખી |
| રોટલી | મુસલમાન | પ્રીતિ | રંગરેજ | જામદાની |
| તકરાર | ખાબોચીઆ | ટટ્ટીઓ | કીરમજી | રંગદાર |
| સફેદી | ચીકટ | પ્રાણી | બાયડીઓ | ભીંગડાં |



| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | ૧ | ૩૧ | ૩૨ | ૧ | ૩૨ | ૩૩ | ૧ | ૩૩ | ૩૪ | ૧ | ૩૪ | ૩૫ | ૧ | ૩૫ |
| ૩૧ | ૨ | ૬૨ | ૩૨ | ૨ | ૬૪ | ૩૩ | ૨ | ૬૬ | ૩૪ | ૨ | ૬૮ | ૩૫ | ૨ | ૭૦ |
| ૩૧ | ૩ | ૯૩ | ૩૨ | ૩ | ૯૬ | ૩૩ | ૩ | ૯૯ | ૩૪ | ૩ | ૧૦૨ | ૩૫ | ૩ | ૧૦૫ |
| ૩૧ | ૪ | ૧૨૪ | ૩૨ | ૪ | ૧૨૮ | ૩૩ | ૪ | ૧૩૨ | ૩૪ | ૪ | ૧૩૬ | ૩૫ | ૪ | ૧૪૦ |
| ૩૧ | ૫ | ૧૫૫ | ૩૨ | ૫ | ૧૬૦ | ૩૩ | ૫ | ૧૬૫ | ૩૪ | ૫ | ૧૭૦ | ૩૫ | ૫ | ૧૭૫ |
| ૩૧ | ૬ | ૧૮૬ | ૩૨ | ૬ | ૧૯૨ | ૩૩ | ૬ | ૧૯૮ | ૩૪ | ૬ | ૨૦૪ | ૩૫ | ૬ | ૨૧૦ |
| ૩૧ | ૭ | ૨૧૭ | ૩૨ | ૭ | ૨૨૪ | ૩૩ | ૭ | ૨૩૧ | ૩૪ | ૭ | ૨૩૮ | ૩૫ | ૭ | ૨૪૫ |
| ૩૧ | ૮ | ૨૪૮ | ૩૨ | ૮ | ૨૫૬ | ૩૩ | ૮ | ૨૬૪ | ૩૪ | ૮ | ૨૭૨ | ૩૫ | ૮ | ૨૮૦ |
| ૩૧ | ૯ | ૨૭૯ | ૩૨ | ૯ | ૨૮૮ | ૩૩ | ૯ | ૨૯૭ | ૩૪ | ૯ | ૩૦૬ | ૩૫ | ૯ | ૩૧૫ |
| ૩૧ | ૧૦ | ૩૧૦ | ૩૨ | ૧૦ | ૩૨૦ | ૩૩ | ૧૦ | ૩૩૦ | ૩૪ | ૧૦ | ૩૪૦ | ૩૫ | ૧૦ | ૩૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬ | ૧ | ૩૬ | ૩૭ | ૧ | ૩૭ | ૩૮ | ૧ | ૩૮ | ૩૯ | ૧ | ૩૯ | ૪૦ | ૧ | ૪૦ |
| ૩૬ | ૨ | ૭૨ | ૩૭ | ૨ | ૭૪ | ૩૮ | ૨ | ૭૬ | ૩૯ | ૨ | ૭૮ | ૪૦ | ૨ | ૮૦ |
| ૩૬ | ૩ | ૧૦૮ | ૩૭ | ૩ | ૧૧૧ | ૩૮ | ૩ | ૧૧૪ | ૩૯ | ૩ | ૧૧૭ | ૪૦ | ૩ | ૧૨૦ |
| ૩૬ | ૪ | ૧૪૪ | ૩૭ | ૪ | ૧૪૮ | ૩૮ | ૪ | ૧૫૨ | ૩૯ | ૪ | ૧૫૬ | ૪૦ | ૪ | ૧૬૦ |
| ૩૬ | ૫ | ૧૮૦ | ૩૭ | ૫ | ૧૮૫ | ૩૮ | ૫ | ૧૯૦ | ૩૯ | ૫ | ૧૯૫ | ૪૦ | ૫ | ૨૦૦ |
| ૩૬ | ૬ | ૨૧૬ | ૩૭ | ૬ | ૨૨૨ | ૩૮ | ૬ | ૨૨૮ | ૩૯ | ૬ | ૨૩૪ | ૪૦ | ૬ | ૨૪૦ |
| ૩૬ | ૭ | ૨૫૨ | ૩૭ | ૭ | ૨૫૯ | ૩૮ | ૭ | ૨૬૬ | ૩૯ | ૭ | ૨૭૩ | ૪૦ | ૭ | ૨૮૦ |
| ૩૬ | ૮ | ૨૮૮ | ૩૭ | ૮ | ૨૯૬ | ૩૮ | ૮ | ૩૦૪ | ૩૯ | ૮ | ૩૧૨ | ૪૦ | ૮ | ૩૨૦ |
| ૩૬ | ૯ | ૩૨૪ | ૩૭ | ૯ | ૩૩૩ | ૩૮ | ૯ | ૩૪૨ | ૩૯ | ૯ | ૩૫૧ | ૪૦ | ૯ | ૩૬૦ |
| ૩૬ | ૧૦ | ૩૬૦ | ૩૭ | ૧૦ | ૩૭૦ | ૩૮ | ૧૦ | ૩૮૦ | ૩૯ | ૧૦ | ૩૯૦ | ૪૦ | ૧૦ | ૪૦૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦॥। | ૦॥। | ૧૧ | ૦॥। | ૮। | ૨૧ | ૦॥। | ૧૫॥। | ૩૧ | ૦॥। | ૨૩। | ૪૧ | ૦॥। | ૩૦॥। |
| ૨ | ૦॥। | ૧॥ | ૧૨ | ૦॥। | ૯ | ૨૨ | ૦॥। | ૧૬॥ | ૩૨ | ૦॥। | ૨૪ | ૪૨ | ૦॥। | ૩૧॥ |
| ૩ | ૦॥। | ૨। | ૧૩ | ૦॥। | ૯॥। | ૨૩ | ૦॥। | ૧૭। | ૩૩ | ૦॥। | ૨૪॥। | ૪૩ | ૦॥। | ૩૨। |
| ૪ | ૦॥। | ૩ | ૧૪ | ૦॥। | ૧૦॥ | ૨૪ | ૦॥। | ૧૮ | ૩૪ | ૦॥। | ૨૫॥ | ૪૪ | ૦॥। | ૩૩ |
| ૫ | ૦॥। | ૩॥। | ૧૫ | ૦॥। | ૧૧। | ૨૫ | ૦॥। | ૧૮॥। | ૩૫ | ૦॥। | ૨૬। | ૪૫ | ૦॥। | ૩૩॥। |
| ૬ | ૦॥। | ૪॥ | ૧૬ | ૦॥। | ૧૨ | ૨૬ | ૦॥। | ૧૯॥ | ૩૬ | ૦॥। | ૨૭ | ૪૬ | ૦॥। | ૩૪॥ |
| ૭ | ૦॥। | ૫। | ૧૭ | ૦॥। | ૧૨॥। | ૨૭ | ૦॥। | ૨૦। | ૩૭ | ૦॥। | ૨૭॥। | ૪૭ | ૦॥। | ૩૫। |
| ૮ | ૦॥। | ૬ | ૧૮ | ૦॥। | ૧૩॥ | ૨૮ | ૦॥। | ૨૧ | ૩૮ | ૦॥। | ૨૮॥ | ૪૮ | ૦॥। | ૩૬ |
| ૯ | ૦॥। | ૬॥। | ૧૯ | ૦॥। | ૧૪। | ૨૯ | ૦॥। | ૨૧॥। | ૩૯ | ૦॥। | ૨૯। | ૪૯ | ૦॥। | ૩૬॥। |
| ૧૦ | ૦॥। | ૭॥ | ૨૦ | ૦॥। | ૧૫ | ૩૦ | ૦॥। | ૨૨॥ | ૪૦ | ૦॥। | ૩૦ | ૫૦ | ૦॥। | ૩૭॥ |
| ૫૧ | ૦॥। | ૩૮। | ૬૧ | ૦॥। | ૪૫॥। | ૭૧ | ૦॥। | ૫૩। | ૮૧ | ૦॥। | ૬૦॥। | ૯૧ | ૦॥। | ૬૮। |
| ૫૨ | ૦॥। | ૩૯ | ૬૨ | ૦॥। | ૪૬॥ | ૭૨ | ૦॥। | ૫૪ | ૮૨ | ૦॥। | ૬૧॥ | ૯૨ | ૦॥। | ૬૯ |
| ૫૩ | ૦॥। | ૩૯॥। | ૬૩ | ૦॥। | ૪૭। | ૭૩ | ૦॥। | ૫૪॥। | ૮૩ | ૦॥। | ૬૨। | ૯૩ | ૦॥। | ૬૯॥। |
| ૫૪ | ૦॥। | ૪૦॥ | ૬૪ | ૦॥। | ૪૮ | ૭૪ | ૦॥। | ૫૫॥ | ૮૪ | ૦॥। | ૬૩ | ૯૪ | ૦॥। | ૭૦॥ |
| ૫૫ | ૦॥। | ૪૧। | ૬૫ | ૦॥। | ૪૮॥। | ૭૫ | ૦॥। | ૫૬। | ૮૫ | ૦॥। | ૬૩॥। | ૯૫ | ૦॥। | ૭૧। |
| ૫૬ | ૦॥। | ૪૨ | ૬૬ | ૦॥। | ૪૯॥ | ૭૬ | ૦॥। | ૫૭ | ૮૬ | ૦॥। | ૬૪॥ | ૯૬ | ૦॥। | ૭૨ |
| ૫૭ | ૦॥। | ૪૨॥। | ૬૭ | ૦॥। | ૫૦। | ૭૭ | ૦॥। | ૫૭॥। | ૮૭ | ૦॥। | ૬૫। | ૯૭ | ૦॥। | ૭૨॥। |
| ૫૮ | ૦॥। | ૪૩॥ | ૬૮ | ૦॥। | ૫૧ | ૭૮ | ૦॥। | ૫૮॥ | ૮૮ | ૦॥। | ૬૬ | ૯૮ | ૦॥। | ૭૩॥ |
| ૫૯ | ૦॥। | ૪૪। | ૬૯ | ૦॥। | ૫૧॥। | ૭૯ | ૦॥। | ૫૯। | ૮૯ | ૦॥। | ૬૬॥। | ૯૯ | ૦॥। | ૭૪। |
| ૬૦ | ૦॥। | ૪૫ | ૭૦ | ૦॥। | ૫૨॥ | ૮૦ | ૦॥। | ૬૦ | ૯૦ | ૦॥। | ૬૭॥ | ૧૦૦ | ૦॥। | ૭૫ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧। | ૧। | ૧૧ | ૧। | ૧૩॥। | ૨૧ | ૧। | ૨૬। | ૩૧ | ૧। | ૩૮॥। | ૪૧ | ૧। | ૫૧। |
| ૨ | ૧। | ૨॥ | ૧૨ | ૧। | ૧૫ | ૨૨ | ૧। | ૨૭॥ | ૩૨ | ૧। | ૪૦ | ૪૨ | ૧। | ૫૨॥ |
| ૩ | ૧। | ૩॥। | ૧૩ | ૧। | ૧૬। | ૨૩ | ૧। | ૨૮॥। | ૩૩ | ૧। | ૪૧। | ૪૩ | ૧। | ૫૩॥। |
| ૪ | ૧। | ૫ | ૧૪ | ૧। | ૧૭॥ | ૨૪ | ૧। | ૩૦ | ૩૪ | ૧। | ૪૨॥ | ૪૪ | ૧। | ૫૫ |
| ૫ | ૧। | ૬। | ૧૫ | ૧। | ૧૮॥। | ૨૫ | ૧। | ૩૧। | ૩૫ | ૧। | ૪૩॥। | ૪૫ | ૧। | ૫૬। |
| ૬ | ૧। | ૭॥ | ૧૬ | ૧। | ૨૦ | ૨૬ | ૧। | ૩૨॥ | ૩૬ | ૧। | ૪૫ | ૪૬ | ૧। | ૫૭॥ |
| ૭ | ૧। | ૮॥। | ૧૭ | ૧। | ૨૧। | ૨૭ | ૧। | ૩૩॥। | ૩૭ | ૧। | ૪૬। | ૪૭ | ૧। | ૫૮॥। |
| ૮ | ૧। | ૧૦ | ૧૮ | ૧। | ૨૨॥ | ૨૮ | ૧। | ૩૫ | ૩૮ | ૧। | ૪૭॥ | ૪૮ | ૧। | ૬૦ |
| ૯ | ૧। | ૧૧। | ૧૯ | ૧। | ૨૩॥। | ૨૯ | ૧। | ૩૬। | ૩૯ | ૧। | ૪૮॥। | ૪૯ | ૧। | ૬૧। |
| ૧૦ | ૧। | ૧૨॥ | ૨૦ | ૧। | ૨૫ | ૩૦ | ૧। | ૩૭॥ | ૪૦ | ૧। | ૫૦ | ૫૦ | ૧। | ૬૨॥ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૧ | ૧। | ૬૩॥। | ૬૧ | ૧। | ૭૬। | ૭૧ | ૧। | ૮૮॥। | ૮૧ | ૧। | ૧૦૧। | ૯૧ | ૧। | ૧૧૩॥। |
| ૫૨ | ૧। | ૬૫ | ૬૨ | ૧। | ૭૭॥ | ૭૨ | ૧। | ૯૦ | ૮૨ | ૧। | ૧૦૨॥ | ૯૨ | ૧। | ૧૧૫ |
| ૫૩ | ૧। | ૬૬। | ૬૩ | ૧। | ૭૮॥। | ૭૩ | ૧। | ૯૧। | ૮૩ | ૧। | ૧૦૩॥। | ૯૩ | ૧। | ૧૧૬। |
| ૫૪ | ૧। | ૬૭॥ | ૬૪ | ૧। | ૮૦ | ૭૪ | ૧। | ૯૨॥ | ૮૪ | ૧। | ૧૦૫ | ૯૪ | ૧। | ૧૧૭॥ |
| ૫૫ | ૧। | ૬૮॥। | ૬૫ | ૧। | ૮૧। | ૭૫ | ૧। | ૯૩॥। | ૮૫ | ૧। | ૧૦૬। | ૯૫ | ૧। | ૧૧૮॥। |
| ૫૬ | ૧। | ૭૦ | ૬૬ | ૧। | ૮૨॥ | ૭૬ | ૧। | ૯૫ | ૮૬ | ૧। | ૧૦૭॥ | ૯૬ | ૧। | ૧૨૦ |
| ૫૭ | ૧। | ૭૧। | ૬૭ | ૧। | ૮૩॥। | ૭૭ | ૧। | ૯૬। | ૮૭ | ૧। | ૧૦૮॥। | ૯૭ | ૧। | ૧૨૧। |
| ૫૮ | ૧। | ૭૨॥ | ૬૮ | ૧। | ૮૫ | ૭૮ | ૧। | ૯૭॥ | ૮૮ | ૧। | ૧૧૦ | ૯૮ | ૧। | ૧૨૨॥ |
| ૫૯ | ૧। | ૭૩॥। | ૬૯ | ૧। | ૮૬। | ૭૯ | ૧। | ૯૮॥। | ૮૯ | ૧। | ૧૧૧। | ૯૯ | ૧। | ૧૨૩॥। |
| ૬૦ | ૧। | ૭૫ | ૭૦ | ૧। | ૮૭॥ | ૮૦ | ૧। | ૧૦૦ | ૯૦ | ૧। | ૧૧૨॥ | ૧૦૦ | ૧। | ૧૨૫ |

# કોષ્ટક તથા ધાત.

## ભારદર્શક પરિમાણ.

| | | | |
|---|---|---|---|
| ૪॥ | પૈસાભાર | ૧ | અધોળ |
| ૨॥ | રૂપિયાભાર | ૧ | અધોળ |
| ૨ | અધોળે | ૧ | નવટાંક |
| ૨ | નવટાંકે | ૧ | પાશેર |
| ૪ | પાશેરે | ૧ | શેર |
| ૧૦ | શેરનું | ૧ | તોલું |
| ૪૦ | શેરનો | ૧ | મણ |
| ૫ | મણનો | ૧ | કોથળો |
| ૬॥ | મણનો | ૧ | પલ્લો |
| ૭ | મણનો | ૧ | નાનોહારો |
| ૧૨ | મણની | ૧ | માણી |
| ૧૬ | મણની | ૧ | કળશી |
| ૨૦ | મણની | ૧ | ખાંડી |
| ૨૧ | મણનો | ૧ | મોટોહારો |
| ૨૪ | મણનો | ૧ | ભાર |
| ૩૦ | મણની | ૧ | ગાલ્લી |
| ૩૨ | મણનું | ૧ | બેડીયું |
| ૫૦ | મણનો | ૧ | મુડો |

## શેરની ધાત.

| | | |
|---|---|---|
| શેરના | અછેરા | ૨ |
| શેરના | પાશેરા | ૪ |
| શેરના | નવટાંકા | ૮ |
| શેરના | અધોળાં | ૧૬ |
| શેરના | રૂપિયાભાર | ૪૦ |
| શેરના | પૈસાભાર | ૭૨ |

| | | | |
|---|---|---|---|
| ૦॥। | શેરના | ૩૦ | રૂપિયાભાર |
| ૦॥ | શેરના | ૨૦ | રૂપિયાભાર |
| ૦। | શેરના | ૧૦ | રૂપિયાભાર |
| ૦)= | નવટાંકના | ૫ | રૂપિયાભાર |
| ૦)- | અધોળના | ૨॥ | રૂપિયાભાર |

| | | | |
|---|---|---|---|
| ૨॥ | રૂપિયાભાર | ૧ | અધોળ |
| ૫ | રૂપિયાભાર | ૧ | નવટાંક |
| ૧૦ | રૂપિયાભાર | ૧ | પાશેર |
| ૨૦ | રૂપિયાભાર | ૧ | અચ્છેર |
| ૩૦ | રૂપિયાભાર | ૦॥। | પોણોશેર |
| ૪૦ | રૂપિયાભાર | ૧ | શેર |
| ૫૦ | રૂપિયાભાર | ૧। | શેર |
| ૬૦ | રૂપિયાભાર | ૧॥ | શેર |
| ૭૦ | રૂપિયાભાર | ૧॥। | શેર |
| ૮૦ | રૂપિયાભાર | ૨ | શેર |
| ૯૦ | રૂપિયાભાર | ૨। | શેર |
| ૧૦૦ | રૂપિયાભાર | ૨॥ | શેર |

૨૦૦ રૂપિયાભાર ૫ શેર
૩૦૦ રૂપિયાભાર ૭ાા શેર
૪૦૦ રૂપિયાભાર ૧૦ શેર
૫૦૦ રૂપિયાભાર ૧૨ાા શેર
૬૦૦ રૂપિયાભાર ૧૫ શેર
૭૦૦ રૂપિયાભાર ૧૭ાા શેર
૮૦૦ રૂપિયાભાર ૨૦ શેર
૯૦૦ રૂપિયાભાર ૨૨ાા શેર
૧૦૦૦રૂપિયાભાર ૨૫ શેર

## મણની ધાત.

| | | |
|---|---|---|
| મણના | અધમણીઆ | ૨ |
| મણના | દશેરા | ૪ |
| મણની | પાંચશેરી | ૮ |
| મણની | અઢીશેરી | ૧૬ |
| મણની | સવાશેરી | ૩૨ |

| | | |
|---|---|---|
| પોણોમણના | ૩૦ | શેર |
| અધમણના | ૨૦ | શેર |
| પા મણના | ૧૦ | શેર |
| ૧૦ શેરે | ૦। | મણ |
| ૨૦ શેરે | ૦ાા | મણ |
| ૩૦ શેરે | ૦ાાા | મણ |
| ૪૦ શેરે | ૧ | મણ |
| ૫૦ શેરે | ૧। | મણ |
| ૬૦ શેરે | ૧ાા | મણ |
| ૭૦ શેરે | ૧ાાા | મણ |
| ૮૦ શેરે | ૨ | મણ |
| ૯૦ શેરે | ૨। | મણ |
| ૧૦૦ શેરે | ૨ાા | મણ |
| ૨૦૦ શેરે | ૫ | મણ |
| ૩૦૦ શેરે | ૭ાા | મણ |
| ૪૦૦ શેરે | ૧૦ | મણ |
| ૫૦૦ શેરે | ૧૨ાા | મણ |
| ૬૦૦ શેરે | ૧૫ | મણ |
| ૭૦૦ શેરે | ૧૭ાા | મણ |
| ૮૦૦ શેરે | ૨૦ | મણ |
| ૯૦૦ શેરે | ૨૨ાા | મણ |
| ૧૦૦૦શેરે | ૨૫ | મણ |

## ધાતના દાખલા.

૨। મણના શેર કેટલા ?
૦ાા મણના શેર કેટલા ?
એક મણની સવાશેરી કેટલી ?
એક શેરના નવટાંક કેટલા ?
૭ાા શેરના રૂપિયાભાર કેટલા ?
૧ાાા શેરના રૂપિયાભાર કેટલા ?
૨। શેરના અધોળ કેટલા ?
૪ાા શેરના નવટાંક કેટલા ?
એક મણની દશશેરી કેટલી ?
દશશેરીનું બીજું નામ શું ?

જ. તોલ.

મણના પાશેરા કેટલા ?
અધમણના અધોળ—કેટલા ?
દશશેરના રૂપિયાભાર કેટલા ?
એક ખાંડીના શેર કેટલા ?
એક બેડીયાની કળશી કેટલી ?
એક ગાલ્લીની માણી કેટલી ?
એક ખાંડીના કોથળા કેટલા ?
એક ભારની કળશી કેટલી ?
એક ગાલ્લીની ખાંડી કેટલી ?
એક ગાલ્લીના કોથળા કેટલા ?

## મુખગણીત.

એક રૂપિયાના ૩૨ ઢબુ મળે તો ૮ રૂપિયાના કેટલા ?
એક પૈસાના ૩૭ બોર મળે તો ૭ પૈસાના કેટલાં ?
એક પૈસાની ૩૯ ટીકડી મળે તો ૫ પૈસાની કેટલી ?
૨૮૦ પેંડા છે તે ૩૫ જણને વહેંચી આપો.
૩૩૩ માં ૩૭ કેટલીવાર રહેલા છે.
એક પૈસાનું ૦ાા શેર દુધ મળે તો ૩૪ પૈસાનું કેટલું ?
એક રૂપિયાનું ૦ાા શેર ઘી મળે તો ૫૧ રૂપિયાનું કેટલું ?
એક રૂપિયાનું ૦ાા શેર મધ મળે તો ૬૯ રૂપિયાનું કેટલું ?
૧૨૮ છોકરાંને ૦ાા પોણો રૂપિયો આપીએ તો કેટલા રૂપિયા જોઇએ ?
એક આનાનું ૦ાા શેર ખજુર મળે તો ૧૧ રૂપિયાનું કેટલું ?
એક પૈસાનું ૧ા શેર આરીઉ મળે તો ૩૯ પૈસાનું કેટલું ?
એક પૈસાની ૧ા શેર ભાજી મળે તો ૧૩ આનાની કેટલી ?
એક રૂપિયાનું ૧ા શેર ઘી મળે તો ૭૦ અડધા રૂપિયાનું કેટલું ?
પંચોતેર રૂપિઆ છે દરેકને સવા સવા રૂપિયો આપો કેટલાને અપાશે?
એક પૈસાનાં આઠ બોર મળે તો ૨૩ પૈસાનાં કેટલાં ?
એક પૈસાના ૦ાા શેર જામફળ મળે છે તો ૫૬ પૈસાના કેટલાં ?
એક પૈસાનું ૦ા શેર ખજુર મળે તો ૭૪ પૈસાનું કેટલું ?
સવા મણને ૨૦ અઢીશેરીમાં ફેર કેટલો ?
૭૦ શેર ઘઉં—દશશેરાથી જોખતાં કેટલીવાર જોખવા પડે ?

દોઢ રૂપિયાના આના કેટલા ?

દોઢ આનાની પાઈ કેટલી ?

૪ પાશેરા ૪ નવટાંકા ને ૪ અધોળાં મળીને કેટલા શેર થાય ?

૮ આઠ અડધા આઠ પાવલીને ૮ બે આની મળી કેટલા રૂપિયા થાય ?

ત્રણ સાબુના બાકશના રૂ. ાા≈ પડે તો રૂ. ૨ાા ના કેટલા સાબુ આવે ?

મારી પાસે ૨૦૦ રૂપિયા હતા ને બીજા ૪૦ રૂપિયા આવ્યા તો તે બધાનું વજન કેટલું થયું ?

## બીજા ધોરણનું ગણિત.

| સંખ્યા | | | |
|---|---|---|---|
| એકમ | ૧ | ૧૭+૧૦ કેટલા ? | ૨૭×૭ કેટલાં ? |
| દશક | ૧૦ | ૪૫+૨૦ કેટલા ? | ૩૫×૯ કેટલાં ? |
| સો | ૧૦૦ | ૯૬+૪૦ કેટલા ? | ૪૪×૨૦ કેટલાં ? |
| હજાર | ૧૦૦૦ | ૧૨૫+૧૫ કેટલા ? | ૧૩૫×૧૦ કેટલાં ? |
| દશ હજાર | ૧૦૦૦૦ | ૭૨+૮ કેટલાં ? | ૨૦૦×૧૫ કેટલાં ? |
| લાખ | ૧૦૦૦૦૦ | ૮૪−૬ કેટલાં ? | ૯૬÷૮ કેટલાં ? |
| દશ લાખ | ૧૦૦૦૦૦૦ | ૧૩૨−૨૦ કેટલાં ? | ૧૨૦÷૫ કેટલાં ? |
| કરોડ | ૧૦૦૦૦૦૦૦ | ૧૫૪−૩૦ કેટલાં ? | ૨૪૦÷૧૨ કેટલાં ? |
| દશકરોડ | ૧૦૦૦૦૦૦૦૦ | ૭૫−૧૫ કેટલાં ? | ૪૦૦÷૧૦ કેટલાં ? |

સરવાળો એટલે = કોઇ પણ એક કરતાં વધારે રકમો ભેગી મળીને જે રકમ થાય તેને સરવાળો કહે છે તેનું નિશાન + આ પ્રમાણે છે.

બાદબાકી એટલે = એક રકમમાંથી બીજી રકમ ઓછી કરવાથી જે રકમ રહે તેને બાદબાકી કહે છે તેનું નિશાન — આ પ્રમાણે છે.

ગુણાકાર એટલે = એકની એક રકમને કેટલીક વખત લઇ સરવાળો કરવાની ટુંકી રીતને ગુણાકાર કહે છે તેનું નિશાન × આ પ્રમાણે છે.

ભાગાકાર એટલે = એક આપેલી સંખ્યામાં બીજી આપેલી સંખ્યા કેટલી વાર છે તે જાણવાની રીતને ભાગાકાર કહે છે તેનું નિશાન ÷ આ પ્રમાણે છે.

## ગણિતના દાખલા.

સરવાળા.

પાસે બતાવેલી રકમોનો સરવાળો કરવાનો છે. પ્રથમ રકમોની નીચે લીટી દોરો. હવે જમણા હાથથી ગણવાનું શરૂ કરો છેક નીચે આઠ છે તેમાં ૪ ઉમેરો એટલે ૧૨ થયા તેમાં ૭ ઉમેરો એટલે ૧૯ થયા તેમાં ૧ ઉમેરો એટલે ૨૦ થયા તેમાં ૫ ઉમેરો એટલે ૨૫ થયા. પચીસમાં એકમનો આંકડો ૫ છે તે એકમ નીચે મૂકો બાકી બે દશક રહ્યા તે વદી કહેવાય તે જોડેના દશકના ખાનામાં ઉમેરી ગણો. ૨ ને ત્રણ પાંચ થયા તેમાં પાંચ ઉમેરો એટલે ૧૦ થયા તેમાં ૩ ઉમેરો એટલે ૧૩ થયા તેમાં ૭ ઉમેરો એટલે ૨૦ થયા તેમાં ૪ ઉમેરો એટલે ૨૪ થયા એમાં ૪ દશકનો આંકડો છે તે નીચે મૂકો ને ૨ વદી રહી તે સોમાં ઉમેરો એટલે બે ને ત્રણ પાંચ થયા તેમાં ૨ ઉમેરો એટલે ૭ થયા ને તેમાં ૧ ઉમેરો એટલે ૮ થયા તે સો નીચે મૂકો એટલે ૮૪૫ થયા તે સરવાળો (જવાબ) કહેવાય.

૪૫
૬૧
૧૩૭
૨૫૪
૩૩૮
---
૮૪૫

૩૬૨૫
૧૪૯૦
૨૬૫૭
૯૮૪
૨૨૧
---
૮૯૭૭

૧૫૨૪૦
૧૬૪૮૧
૨૩ ૯૯
૧૯૬૭૫
૪૭૩૮૪
---
૧૨૧૮૭૯

**બાદબાકી**—૩૫૬ તેમાંથી બાદ એકસો ચોસઠ
૧૬૪ આ પ્રમાણે રકમ લખીને પછી લીટી દોરવી
૧૯૨ એમાં પ્રથમ એકમનો આંકડો ૬ છે તેમાંથી
૪ જાય એટલે આપી દે તો બાકી કેટલા રહે (૨) રહે છે તે નીચે મૂકવા તેવી રીતે દશકનો આંકડો ૫ છે તેમાંથી ૬ દશક આપી દેવા તો શું રહે ૫ દશકમાંથી ૬ દશક આપી શકાય નહિ તે માટે જોડેમાંથી ૧ સો લેવા તેના ૧૦ દશક થાય ને ઉપરના ૫ ઉમેરતાં ૧૫ દશક થાય. તેમાંથી ૬ દશક જાય તો બાકી ૯ દશક રહે તે નીચે મુકવા. હવે એક સો આપણે લીધો હતો તે ઉપરમાંથી બાદ કરવો અગર નીચે ઉમેરવો. જેમ અનુકુળ પડે તેમ ગણવું. નીચે એકસો છે તેમાં પ્રથમ માટે લીધેલો ૧ સો ઉમેરો એટલે ૨ સો થયા તે ઉપરના ૩ સોમાંથી બાદ કરો એટલે ૧ સો રહ્યા તે નીચે મૂકો એટલે જવાબ ૧૯૨ થયો.

```
 ૪૧૦૭
 ૧૬૫૨
------
 ૨૪૫૫

૧૩૬૨૫
 ૯૭૫૬
------
 ૩૮૬૯
```

**ગુણાકાર.** પાસે બતાવ્યા મુજબની રકમને ૯ વતી ગુણવાની છે.

પ્રથમ ૯ વતી ૪ એકમને ગુણો તો ચાર નવાન છત્રીશ આવે તેમાં એકમનો ૬ નીચે મૂકો ને વદી ૩ ગણો પછી પાંચ દશકને ૯ વતી ગુણવાથી ૪૫ આવ્યા તેમાં ૩ વદી ઉમેરવાથી ૪૮ થાય તેમાંથી ૮ દશક નીચે મૂકો ને ૪ વદી રહેવાદો પછી એકસો ને ૯ ગુણવાથી ૯ આવે તેમાં ૪ ઉમેરવાથી ૧૩ સો થાય તેમાંથી ૩ સો નીચે

```
 ૩૧૫૪
    ૯
------
૨૮૩૮૬

------
 ૩૪૫૬
   ૨૭
```

મૂકો ને ૧ વદી રહેવાદો પછી ૩ હજારને ૯ ગુણો એટલે ૨૭ આવ્યા તેમાં ૧ ઉમેરો એટલે ૨૮ થયા તે નીચે મૂકો એટલે અઠાવીશ હજાર ત્રણુસો ને છયાસી જવાબ આવ્યો.

૧૫૩૪૮
 ૧૩૪

ભાગાકાર.

```
૪)૬૫૬(૧૬૪
  ૪
  --
  ૨૫
  ૨૪
  --
   ૧૬
   ૧૬
   --
   ૦૦
```

સાથે મુજબની રકમ છે તેને ૪ ભાગવાના છે તે સાથેમુજબ લખીને પછી સોના ૬ ઉપર નિશાન કરવું એમાં ૬ માંથી ૪ કેટલીવાર જાય છે તે જોવું. ૪ બે વાર જશે નહિ માટે ૧ ભાગ ચલાવવો. ને ૧ મૂકવો ચારને એકે ગુણવાથી ૪ આવે ને ૬ નીચે મૂકવા ને છમાંથી ચાર બાદ કરવા એટલે ૨ રહે તેના ઉપર દશકનો આંકડો ઉતારો એટલે ૨૫ થયા તેમાં ૪ કેટલી વાર રહેલા છે તો તે ૬ વાર રહેલા છે એટલે ૨૪ બાદ કરો તો ૧ રહે તેના ઉપર એકમનો ૬ ઉતારો એટલે ૧૬ થયા તેમાંથી ૪ કેટલી વાર જાય છે તો ૪×૪=૧૬ ચાર વાર જાય છે એટલે ૧૬ બાદ જાય એટલે કાંઇ રહે નહિ ને જવાબ ૧૬૪ આવ્યો.

૮)૩૫૬

૭)૨૦૨૫

૧૩)૭૧૫૪

# ભૂગોળ વિષય.

સવારમાં સૂર્ય પહેલવહેલો જે બાજુએ દેખાય છે તે બાજુને ઉગમણી કે પૂર્વ દિશા કહે છે. સાંજે સૂર્ય જે બાજુએ આથમે છે તેને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ અને પશ્ચિમ દિશાઓ સામસામી હોય છે.

પૂર્વ દિશા ભણી મોંઢું રાખી ઉભા રહીએ તો ડાબા હાથ ભણી જે દિશા આવે છે તેને ઉત્તર દિશા કહે છે. પૂર્વ દિશા ભણી મોંઢું રાખીને ઉભા રહીએ તો જમણા હાથ ભણી જે દિશા આવે છે તેને દક્ષિણ દિશા કહે છે. ઉત્તર દિશા અને દક્ષિણ દિશા સામસામી હોય છે.

ઉત્તર.

પશ્ચિમ —— મ —— પુર્વ

દક્ષિણ,

દિશાઓ પાસેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક ચોકડીથી બતાવી શકાશે. ધારો કે મ આગળ (મધ્યમાં) આપણે ઉભા છીએ. અહીં આગળ બે લીટીઓ છેદાય છે. મથી મથાળા ભણી ઉત્તર દિશા ને નીચેના ભાગ પર દક્ષિણ દિશા આવે છે. ત્યાં આગળ ઉભા રહી આપણે આપણા હાથ લંબાવીશું તો આપણા જમણા હાથ ભણી પુર્વ દિશા અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવે છે. ચિત્રમાં કે નકશામાં ઘણે ભાગે હમેશા મથાળે ઉત્તર દિશા આવે છે.

પૂર્વ સનમુખ મ્હોં કરો પાછળ પશ્ચિમ વીર,<br>
ડાબે કર ઉત્તર ભણો દક્ષિણ જમણે તીર.

બે દિશાઓની વચ્ચેની દિશા ખૂણો કહેવાય છે. ચિત્ર ઉપરથી સમજી શકાશે કે એવી દિશાઓ એટલે ખૂણાઓ ચાર છે. (૧) પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખૂણો. (૨) દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે નૈઋત્ય ખૂણો. (૩) પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય ખૂણો. (૪) ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઇશાન ખૂણો કહેવાય છે.

નીચેની આકૃતિમાં દિશાઓ અને ખૂણા બન્ને બતાવ્યા છે.




પૂર્વ અને દક્ષિણ થકી અગ્નિ ખૂણો જાણ.
દક્ષિણ પશ્ચિમથી બને તે નૈઋત્ય પ્રમાણ.
પશ્ચિમ ઉત્તર દિશથી બને વાયવ્ય નિર્ધાર,
ઇશાન ઉત્તર પૂર્વથી એમ ખૂણા છે ચાર.

ઉપર જે કાંઇ કહેવામાં આવ્યું છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જો આપણે કોઇ પણ એક દિશા જાણતા હોઇએ તો બીજી દિશાઓ ઝટ શોધી કાઢી શકાય. પરંતુ કોઇ અજાણ્યા ગામે આપણે ગયા હોઇએ. રાતનો સમય હોય ને દિશાની સમજણ પડતી ન હોય તેવે વખતે દિશા જાણવાનું સાધન ધ્રુવનો તારો છે એ તારો આપણને હમેશાં ઉત્તર દિશાએ દેખાય છે. અને આવી રીતે આપણે ઉત્તર દિશા જાણીશું તો પછી બીજી દિશાઓ ઝટ શોધી કાઢી શકીશું. પરંતુ જો અંધારી રાતે વાદળાં હશે તો ધ્રુવનો તારો દેખાશે નહિ. આવે પ્રસંગે હોકાયંત્રનો ઉપયોગ કરવાથી દિશા જાણી શકાય છે. નાના હોકાયંત્ર ૪ થી ૮ આના

સુધી બજારમાં વેચાય છે. એમાંની સોય હમેશાં ઉત્તર દક્ષિણ દિશાએ રહેછે.

આવી રીતે દિશાઓ જાણવાના મુખ્ય સાધન ત્રણ છે. (૧) સૂર્ય. (૨) ધ્રુવનો તારો. (૩) હોકાયંત્ર.

**નકશો**—એટલે નમુનો કોઈ પણ વસ્તુની તેનાજ જેવી આકૃતિ કાઢવી–એટલે નમુનો કાઢવો તેનું નામ નકશો.

ગામની આકૃતિ કાઢવી તે ગામનો નકશો. ઘરની આકૃતિ કાઢવી તે ઘરનો નકશો ને નિશાળની આકૃતિ કાઢવી તે નિશાળનો નકશો. તાલુકાની કે જીલ્લાની આકૃતિ કાઢી હોય તે નકશો કહેવાય એ નકશાને સામા મૂક્યા હોય તો મથાળે ઉત્તર દિશા, નીચે દક્ષિણ દિશા. જમણા હાથ ભણી પૂર્વ ને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવે છે. દિશાઓ બરાબર યાદ થાય એટલે ખૂણા શોધી કાઢતાં વાર લાગશે નહિ.

મથાળે ઉત્તર દિશા છે ને જમણા હાથ ભણી પૂર્વ દિશા છે તે બેની વચ્ચેનો ખુણો ઈશાન ખૂણો. પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખૂણો, દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે-નૈઋત્ય ખુણો, ને પશ્ચિમ ને ઉત્તર વચ્ચે વાયવ્ય ખૂણો છે.

## વ્યાખ્યાઓ.

**ગામ**—જેમાં થોડી વસ્તી ને થોડા ઘર હોય તેને ગામ કહે છે ગામના ઉપરીમાં મુખી અને તલાટી હોય છે.

**શહેર**—જે ગામમાં વધારે વસ્તી હોય અને તેનો મોટો ભાગ કારીગરી ઉપર તેમ વેપાર ઉપર આધાર રાખતો હોય એટલે ગુજરાન ચલાવતો હોય તેને શહેર કહે છે.

**તાલુકો**—ઘણા ગામ ભેગા મળવાથી જે ભાગ થાય તેને તાલુકો કહે છે. તેના ઉપરીને મામલતદાર કહે છે.

**જીલ્લો**—ઘણા તાલુકા ભેગા મળવાથી જે ભાગ થાય તેને જીલ્લો કહે છે તેના ઉપરીને કલેક્ટર સાહેબ કહે છે.

તાલુકાના મુખ્ય અધિકારીમાં–મામલતદાર, મુનસફ ને ફોજદાર હોયછે.

**મામલતદાર**—દરેક ગામના તલાટી ઉપર દેખરેખ રાખે છે ને ગામની ઉપજ વસુલ કરે છે.

**મુનસફ**—તાલુકાના બધાએ ગામના લોકોના લેણદેણના દીવાની કામોનો ઇન્સાફ કરે છે.

**ફોજદાર**—તાલુકાના બધાએ ગામોમાં ખુન-ચોરી-મારામારી વગેરે તોફાન થતાં અટકાવે છે ને તોફાની લોકોને પકડીને શિક્ષા કરે છે.

**તળાવ**—જમીનથી વીંટાયલા પાણીના નાના ભાગને **તળાવ** કહે છે. ને જો તે પાણીનો ભાગ મોટો હોય તો સરોવર કહેવાય છે.

**નદી**—મીઠા પાણીનો રેલો પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે.

**પર્વત**—જમીન ઉપરના ઉંચા ટેકરાને ડુંગર કહે છે ને તે વધારે ઉંચા ટેકરા હોય તો તેને **પર્વત** કહે છે.

**બંદર**—જે શહેર નદી કે દરિયા કિનારે આવેલું હોય ને જ્યાં વહાણથી વેપાર ચાલતો હોય તેને **બંદર** કહે છે.

ઉપર પ્રમાણે તાલુકાનું સામાન્ય જ્ઞાન સમજાવ્યા પછી નકશો હોય તો તેમાંથી ગામ બતાવવાં.

પ્રથમ ઘર અને નિશાળનો સંબંધ સમજાવવો કે તમારા ઘરથી નિશાળ કઈ દિશાએ છે-નિશાળથી તમારૂં ઘર કઇ દિશામાં છે. (ખુણામાં હોય તો તે સમજાવવું.)

ગામ બહાર તળાવ કે દેવળ હોય ત્યાંથી તમારૂં ઘર કઇ દિશામાં છે. નિશાળ કઈ દિશામાં છે.

નદી હોય તો નદી કઈ દિશામાં છે. મામલતદારની કચેરી કઇ દિશામાં છે. મુનસફ સાહેબની કચેરી કઈ દિશામાં છે.

ઉપરના દરેક ઠેકાણાથી તમારૂં ઘર કઇ દિશામાં છે. વધારે સવાલો પુછી-સમજાવવા માહિત કરવા.

# પદાર્થપાઠ અને સૃષ્ટિજ્ઞાન.

## ધોરણ ૨ જું

### પાઠ ૧ લો. સવાર ને સાંજ.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—સવારે અને સાંજે તેમ બપોરે પ્રત્યક્ષ સૂર્ય, ચંદ્ર, આકાશ, તારા વગેરે બતાવી શીખવવું. દિશાઓ બતાવવી. નકશાની દિશાઓ સમજાવવી.

સ. દિશાઓ શું તે જાણો છો ?

જ. હાજી. દિશાઓ ચાર છે. સવારમાં જે બાજુ સૂર્ય ઉગે છે તેને પૂર્વ દિશા કહે છે. સાંજે જે બાજુ આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા ભણી મ્હોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તર ને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે છે.

સ. દિવસ અને રાત કોને કહે છે તે વિષે જાણતા હો તે કહો ?

જ. જેટલો વખત સૂર્યનું અજવાળું રહે તેટલાને દિવસ કહે છે ને તે નથી હોતો તેટલા વખતને રાત કહે છે. રાતે ચંદ્રમા ને તારાનું અજવાળું હોય છે.

સ. સવાર થઇ એમ ક્યારે કહેવાય ?

જ. પુર્વ દિશામાં સૂર્ય પહેલવહેલો ઉંચે ચઢતો માલમ પડે ત્યારે સવાર થઈ એમ કહેવાય અથવા સવારનો પહોર થયો એમ કહેવાય.

સ. સવારના પહોરનો દેખાવ કેવો હોય છે ?

જ. પૂર્વ દિશામાં સૂર્યનો પ્રકાશ પડવાનો શરૂ થાય છે તેથી આકાશ લાલ રંગનું દેખાય છે.

તળાવ અથવા સરોવરના કિનારા પરથી જોઇએ તો સવારનો દેખાવ બહુ રમણીય લાગે છે. પછી જેમ સૂર્ય ઉંચો આવે છે તેમ સફેદ અજવાળું પડે છે. તે વખતે લોકો ઉઠી નાહાઈ–ધોઇ પરવારે છે. દુકાનદારો દુકાને જાય છે. નોકરી કરનારા નોકરીએ જાય છે, ખેડુતો હળ લઇ ખેતરમાં જાય છે. પક્ષીઓ માળામાંથી બહાર નીકળી ખાવાનું શોધવા જાય છે. પશુઓ ખેતરમાં ચરવા જાય છે. સ્ત્રીઓ નહાઈધોઈ રસોઇ કરવાના કામમાં વળગે છે બાળકો ભણવાના કામમાં પડે છે, રસ્તા વગેરે સાફ થાય છે ને મોટી સડકો પર પાણી છંટાય છે તેથી સવારનો વખત બહુ રળીયામણો લાગે છે તે વખતે દરેક ઝાડ વિગેરેનો પડછાયો ઘણો લાંબો માલમ પડે છે. સૂર્યના કિરણ ત્રાંસા પડતા હોવાથી તાપ બહુ લાગતો નથી.

સ. બપોરનો દેખાવ કેવો હોય છે ?

જ. સવારથી બપોર સુધી કામ કરવાથી જે થાક લાગે છે તેની વિશ્રાન્તી માટે ઉદ્યમે ગયેલા માણસો બપોરે ઘેર આવે છે. જમે છે ને થોડો વખત આરામ લે છે. સૂર્ય–માથે આવે છે તેથી તાપ સખ્ત લાગે છે કારણકે સૂર્યના કિરણ ઉભા પડે છે. પડછાયો નાનો દેખાય છે. લોકો જમી પરવારી આરામ લઇ પાછા પોતપોતાને ધંધે લાગે છે. સવારમાં ઉગતા સૂર્યના સામાં આપણે જોઇ શકીએ છીએ પરંતુ બપોરે તેના તેજને લીધે તેના સામું જોઇ શકતા નથી.

સ. સાંજનો દેખાવ કેવો હોય છે ?

જ. સાંજનો દેખાવ પણ રમણીય લાગે છે પણ તે સવારના જેવો લાગતો નથી.

સાંજના વખતને નમતો પહોર કહે છે. તે વખતે સૂર્ય હોય છે અને સવારની માફક દરેક ઝાડ વિગેરેનો પડછાયો બહુ લાંબો દેખાય

છે. સવારની માફક સાંજે પણ સૂર્યના કિરણ ત્રાંસા પડે છે. જેમ સવારે સૂર્ય ઉગતી વખત લાલ ગોળો દેખાય છે તેમ સાંજે આથમતી વખતે પણ સૂર્યનો લાલ ગોળો માલમ પડે છે તે વખતે તેના સામુ જોઇ શકાય છે (બપોરે સૂર્ય સામું જોઈ શકાતું નથી) લોકો ધંધે ગયેલા ને ઘર તરફ પાછા આવે છે. પક્ષીઓ માળામાં પેસી જાય છે પશુઓ પોતાને રહેઠાણે આવી ઉભા રહે છે. ને બાળકો રમી કૂદીને પોત પોતાને ઘેર આવે છે ને સૌ વાળુ પાણી કરી દિવસનો થાક ઉતારે છે ને રાત્રે સૂઇ જાય છે.

સ. આથમવું એટલે શું ?

જ. સૂર્ય પશ્ચિમ બાણીના દેશોમાં જાય છે એટલે પ્રકાશ આવતો બંધ થાય છે તેને આથમવું કહે છે.

સ. રાત્રીનો દેખાવ કેવો હોય છે ?

જ. અજવાળીઆમાં રાત્રી ઘણી રમણીય લાગે છે—અંધારીયામાં તેમ લાગતી નથી. લોકો વિશ્રાન્તી મેળવવા સૂઇ જાય છે તેથી દિવસનો બધો ઘોંઘાટ શાન્ત થઈ જાય છે. આકાશમાં તારાઓનું તેજ ઝગઝગે છે કેટલીકવાર ચંદ્રમાનું તેજ પણ હોય છે. ચંદ્રનું તેજ આંખને બહુ ઠંડક આપે છે દિવસે તારા હોય છે તેમ કોઇ કોઇ વખત ચંદ્ર પણ હોય છે પરંતુ સૂર્યના તેજને લીધે તે દેખાઇ શકતા નથી તે રાતના બરાબર પ્રકાશે છે.

## પ્રાઠ ૨ જો હવા ને પવન.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—પંખો.

સ. ઝાડના પાંદડા શાથી હાલે છે ?

જ. પવનથી.

સ. રાત્રે ઓઢીને શામાટે સૂઇએ છીએ ?

જ. ટાઢ વાય છે તેથી.

સ. ટાઢ શાથી વાય છે ?

જ. પવનથી.

સ. હવા ક્યાં ક્યાં છે ?

જ. બધે ઠેકાણે છે—આપણી આજુબાજુ ઘરમાં, ભોંયરામાં વગેરે બધે ઠેકાણે તે છે.

સ. પવન અને હવામાં ફેર શો ?

જ. હવા બધે છે. તેને ગતી મળે ત્યારે તે પવન કહેવાય છે. હવા શાંન્ત છે ને પવન જોરથી વાય છે તે વખતે તેનો ઝપાટો આપણા શરીરને લાગે છે.

સ. હવા શા ખપની છે ?

જ. હવા વડે આપણે જીવી શકીએ છીએ, હવા ન હોય તો ગુંગળાઇને મરી જઇએ. કેટલીક વખત ઉનાળામાં રાત્રે કે દિવસે હવા શાંન્ત હોય છે જરા પણ ગતિમાં હોતી નથી તેવે વખતે આપણને ગભરામણ થાય છે પરસેવાના રેલા ઉતરે છે ને હવાને ગતિમાં લાવવા માટે વીંજણો હલાવીએ છીએ તેથી હવા ગતીમાં આવીને પવન લાગે છે અને આપણને ઠંડક લાગે છે.

સ. હવાનો ગુણ શો ?

જ. હવા પારદર્શક છે—તેથી તેની અંદરથી દેખાય છે જેમ કાચ પારદર્શક છે તેમાંથી બધુ દેખાય છે તેમ હવામાંથી દેખાય છે. હવા સર્વ ઠેકાણે છે ચોખ્ખી હવા માણસને નિરોગી બનાવે છે તેથી સાંજના કે સવારના ગામની બહાર ખુલ્લી હવામાં ફરવા જાય છે કેટલા સમુદ્ર કાંઠે કેટલાક બગીચામાં વગેરે ઠેકાણે જાય છે, ખરાબ હવાથી રોગ ફાટી

નીકળે છે ને લોકો પીડાય છે. કહેવત છે કે 'સો દવા અને એક હવા'

સ. પવનથી શા ફાયદા છે?

જ. પવન દરીયા ઉપરના વાદળા ધસડી જાય છે તેથી દરેક ઠેકાણે વરસાદ પડે છે-દરિયામાં વહાણો ચાલે છે અને દુર્ગંધને ધસડીને દૂર લઈ જાય છે.

સ. પવનથી શું શું નુકશાન છે?

જ. માફકસરનો પવન નુકશાન કરતો નથી પરંતુ તે વધારે જોસમાં વાય છે ત્યારે દરિયામાં વહાણોને ડુબાડી દે છે. ઝાડોને પાડી નાંખે છે-કેટલાંક ઘરોને પાડી નાંખે છે, રેતીના મેદાનમાં ખાડા હોય ત્યાં ટેકરા બનાવે છે ને ટેકરા હોય ત્યાં ખાડા બનાવે છે કેટલીક વખત વંટોળીયા એટલા જોરથી વાય છે કે માણસને પણ ઉચકી જાય છે.

## પાઠ ૩ જો ચાક.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—ચાક, ખડી, મીઠાનો કડકો.

સ. ચાક ક્યા વર્ગમાં ગણાય છે?

જ. ચાક એ ખનીજ પદાર્થ છે ખાણમાંથી નીકળે છે માટે.

સ. ચાકનો રંગ કેવો છે?

જ. ધોળો.

સ. બીજી ધોળી વસ્તુઓ જણાવો?

જ. ચૂનો-કેટલાક લુગડા-કાગળ-કાચ--ખડી વગેરે.

સ. ચાક શા કામમાં આવે છે?

જ. ચાકના કડકા વડે પાટીયા ઉપર લખાય છે, કાચના વાસણો માંજવાના ખપમાં આવે છે. ને ચૂનો બનાવવાના ખપમાં આવે છે.

સ. ચાકનો ચૂનો શી રીતે બનાવે છે?

જ. તેને ભઠ્ઠીમાં બાળીને તેના ઉપર પાણી રેડવાથી ચૂનો થાય છે.

સ. ચાકને પાણીમાં નાંખીએ તો શું થાય છે ?

જ. જેમ ખાંડ ઓગળી જાય છે તેમ ઓગળતો નથી.

સ. ચાકને દેવતામાં નાંખીએ તો શું થાય છે ?

જ. જેમ લાકડું સળગી જાય છે તેમ બળતો નથી અને જેમ લાખ પીગળી જાય છે તેમ પીગળતો નથી.

સ. ચાકના કડકા ઉપર થોડું પાણી રેડીએ તો શું થાય છે ?

જ. લોઢા ઉપર પાણી રેડીયે તો પાણી ઉપર રહે છે પણ ચાક ઉપર થોડું પાણી રેડીયે તો ચાક તે પાણીને ચૂસી લે છે તેથી ચાક છીદ્રાળુ છે. છીદ્રાળુ એટલે ઝીણાં છીદ્રો વાળો.

સ. છોકરાંઓ ચાક વતી કેવી રીતે લખે છે ?

જ. પ્રથમ તેનો ભુકો કરી ખડીયામાં પાણી રેડી પલાળે છે પછી સ્લેટ કે પાટી પર લખે છે. ચાકના કડકાને પાટીયા ઉપર ઘસવાથી લખાય છે, કારણ કે તેના ઝીણા કણ હોય છે તે પાટીઆને ચોંટી રહે છે તેથી વંચાય છે.

સ. ચાકના ગુણ બોલો ?

જ. ચાક છીદ્રાળુ છે ઝીણા ઝીણા કણનો બનેલો છે એ અપારદર્શક છે તે સામો રાખ્યો હોય તો તેની પેલીમેર શું છે તે દેખાતું નથી જેમ કાચમાં દેખાય છે તેમ દેખાતું નથી વજનમાં ભારે છે. લાકડાના કડકાને પાણીમાં મૂકીએ તો તે તરે છે ચાકનો કડકો પાણીમાં મૂકીએ તો ચાકનો કડકો ડુબી જાય છે તેથી ભારે છે પાણીને શોષી લેવાનો ગુણ છે પાણીમાં તે ઓગળતો નથી તેમ દેવતામાં પીગળતો નથી.

સ. ચાકની ઉત્પતિ કેમ થતી હશે ?

જ. પ્રથમ દરિયાને તળીએ ઝીણા ઝીણા જંતુ રહે છે તે એ

બનાવે છે ને તેમાં એ રહે છે કારણકે તેમાં ઝીણા ઝીણા છીદ્રો હોવાથી જંતુ રહે છે. દરિયો ત્યાંથી ખસી જાય છે ત્યાર પછી એ ડુંગરા જેવો માલમ પડે છે તેને ખોદવાથી ઢેફા નીકળે છે તે ચાક કહેવાય છે.

સ. ચાકનો ચુનો બને છે તે શા કામમાં આવે છે ?

જ. ચુનાને પાણી વતી પલાળી ખુબ ગુંદે છે ને માંહે રેતી કે સીમેન્ટ (વિલાયતી ચુનો) મેળવી ઘર બાંધતી વખતે ગારને (માટીની) ઠેકાણે ખપમાં લે છે એકલો ચુનો ભીંતો ધોળવાના ખપમાં આવે છે, પાન ઉપર લગાડીને ખાવાના કામમાં આવે છે ચુનાનું નીતર્યું પાણી ને તેલ દાઝેલા માણસની ચામડીને ચોપડવામાં આવે છે.

## પાઠ ૪ તાંબુ અને તેના વાસણો.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—તાંબાનું પતરૂં, તાર તથા બને તે તાંબાના વાસણ.

સ. તાંબુ એ કયા વર્ગમાં ગણાય છે ?

જ. તાંબુ એ ધાતુ છે ને તે ખાણુમાંથી નીકળે છે માટે ખનીજ પદાર્થ કહેવાય છે-ખાણુમાંથી નીકળતી ધાતુઓમાં એ મુખ્ય છે.

સ. તાંબાનો રંગ કેવો છે ?

જ. ઝાંખો લાલ રંગ છે.

સ. તાંબાના ગુણ બોલો ?

જ. તાંબાના કડકાને ભઠ્ઠીમાં નાંખી બહુ તપાવવાથી **પીગળી** જાય છે તે **ટીપી** શકાય છે તેને ટીપવાથી લાંબુ ને પાતળું તેમ પહોળું થાય છે તેના **તાર** થઇ શકે છે કારણ કે તે ચીકણું છે **તે નરમ છે** તેના પતરાં કાતર વડે કતરાય છે **તે ચળકતું** છે તેને માંજી સાફ કરે છે તે ચકચકીત દેખાય છે જો સાફ ન કરે તો મેલ કે કાટ બાઝે છે.

સ. તાંબાના કાટને શું કહે છે ?

જ. તાંબાના કાટને **જંગાળ** કહે છે તે બહુ ઝેરી છે. ખાવામાં આવે તો મોત નીપજે છે.

સ. તાંબાની ઉત્પતિ વિષે શું જાણો છો ?

જ. તાંબુ ભોંયમાંથી નીકળે છે કેટલીક વખત માટી-પથ્થર જોડે મળેલું હોય છે તેને પ્રથમ સાફ કરી પછી ભઠ્ઠીમાં ગાળી તેના પતરા બનાવે છે. (ગાળતાં જે ઉપર કચરો કે મેલ આવે તેને કાઢી નાંખી ચોખ્ખું કરે છે) તે પતરાંના કંસારા લોકો ઘાટ બનાવે છે.

સ. તાંબાના કયા કયા ઘાટ બને છે ?

જ. ઘડા, દેગડા, લોટા, કથરોટ, કડાયા વગેરે વાસણો બનાવે છે.

સ. વાસણો સિવાય બીજું તેનું શું બને છે ?

જ. નાણું-પૈસા, પાઇ, અધેલા ને ઢબુ.

સ. તાંબાના વાસણને કાટ ન ચઢે માટે શું કરે છે ?

જ. માંજી ઉડકીને સાફ રાખે છે. અને તેના ઉપર કલાઈ ચઢાવે છે.

## પાઠ ૫ મો પિત્તળ ને તેના વાસણ.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—તાંબાનું પતરૂ-જસતનું પતરૂં. તાંબા તેમ જસતનો તાર, પીત્તળનું પતરૂં ને તેનો તાર-તથા પીત્તળના વાસણ બને તેટલા.

સ. પિત્તળ કયા વર્ગમાં ગણાય છે ?

જ. પિત્તળ એ મિશ્ર ધાતુ છે. તાંબાની પેઠે ખાણમાંથી નીકળતી નથી પરંતુ બે ધાતુઓ ભેગી મળવાથી બને છે.

સ. કઇ કઇ ધાતુઓ મળવાથી પિત્તળ થાય છે ?

જ. તાંબુ અને જસત મળવાથી પિત્તળ થાય છે જેમ તાંબુ

ખાણમાંથી નીકળે છે તેમ જસત પણ ખાણમાંથી નીકળે છે. તેને ભઠ્ઠીમાં ગાળી રસ કરી તાંબાના રસ સાથે મેળવવાથી પિત્તળ થાય છે.

સ. પિત્તળની કઇ કઈ વસ્તુઓ બને છે ?

જ. લોટા, લોટીઓ, થાળી, તપેલીઓ, વાડકીઓ, ચંબુ, ઘડા, દેગડા વગેરે વાસણો કંસારા પિત્તળના બનાવે છે.

સ. તાંબા અને પિત્તળમાં કઈ ધાતુ સોંધી છે ?

જ. પિત્તળ સોંઘું છે. કારણકે જસત સોંઘું હોવાથી પિત્તળ પણ સોંઘું છે.

સ. પિત્તળના ગુણ બોલો ?

જ. તાંબાની માફક ટીપી શકાય છે વજનમાં ભારે છે તેના તાર બનાવી શકાય છે તે ચળકાટ આપે છે. તે કઠણ છે વગેરે.

સ. એમાં કટાય ખરૂં કે નહિ ?

જ. એમાં પણ કટાય છે. પરંતુ તે તાંબા જેટલું ઝેરી નથી. કટાય નહિ તેને માટે તેના ઉપર પણ કલાઈ ચઢાવે છે. કલાઇમાં કટાવા ન દેવાનો ગુણ છે. તેથી લોકોને તે બહુ ફાયદાકારક છે તેમાં કલઇ પુષ્ટીકારક છે તેથી તેની ભસ્મ બનાવી કેટલાક ખાય છે.

સ. કઈ વસ્તુથી વાસણ માંજવાથી જલદી સાફ થાય છે ?

જ. આમલી અગર ખટાશથી માંજવાથી તાંબા પિત્તળના વાસણો જલદી સાફ થાય છે.

સ. પીતળનો રંગ કેવો છે ?

જ. પીળાશ પડતો.

## પાઠ ૬ ઘાસ.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—ચોમાસામાં વરસાદ થઈ ગયા પછી ખેતરમાં લઇ જઇ

પ્રત્યક્ષ ઉગેલા ઘાસ બતાવવાં ને શીખવવું. બીજા વખતે સુકાયલા ઘાસ સરકટ–ઝીંઝવો, દાભ વગેરે રાખી શીખવવું.

સ. ઘાસ એટલે શું ?

જ. ઢોરને ચરવાનો લીલો કે સૂકો ચારો તે ઘાસ કહેવાય.

સ. ઘાસ ક્યાં થાય છે ?

જ. ખેતરમાં કે પડતર જમીનમાં કે જંગલમાં કે તળાવ કાંઠે વગેરે ઠેકાણે.

સ. તમે ઘાસના નામ જાણતા હોતો બોલો ?

જ. ધરો કે દરો ઝીંઝવો–મોથ–સરકટ દાભ વગેરે.

સ. એ ઘાસ વિષે જે જાણતા હો તે કહો ?

જ. ધરો કે દરો એના પાંદડા આગળથી અણીદાર હોય છે તે ઢોરને બહુ ભાવે છે એના મૂળ ઘણે ઉંડે જાય છે. તેથી ખેડુત લોકો એના મૂળને ખોદી ખોદીને કાઢી નાંખે છે કારણ કે તે હળ વતી નીકળી શકતાં નથી. ધરોને ઉપરથી વાઢી લે છે એટલે પાછી ફરી ફુટે છે.

ઝીંઝવો એ કુમળુ ઘાસ છે ને તે ઢોરને બહુ ભાવે છે તે લીલું ખવરાવે છે ને સુકાય ત્યારે પુળીઓ બાંધીને રાખી મૂકીને તે સુકુ ઘાસ પણ ખવરાવે છે તેને ખસલી કહે છે.

મોથ એ તળાવને કાંઠે થાય છે ઢોર ઝાઝું ખાતાં નથી તે ઘસીને ખુજળીને ઉપર ચોપડવાના કામમાં આવે છે. સુગંધીદાર છે તેથી તેનું અત્તર બનાવે છે–ધુપેલમાં નાંખે છે વગેરે ઉપયોગમાં આવે છે.

સરકટ એ પાણી જવાના રસ્તામાં થાય છે. તેની વાસ ખરાબ હોવાથી ઢોર ખાતા નથી તેના પાંદડા તમાકુના પડા બાંધવાના ખપમાં આવેછે. તેના પાંદડા, ફુલ, સાંઠા વગેરેને પલાળી કોહવરાવી કચરે છે ને પછી તેના રેસાની દોરીઓ વણે છે તેને મુંજ કહે છે તે ખાટલા ભરવાના કામમાં

વપરાય છે તેના સાંઠાના સુપડા સુપડી ટોપલી વગેરે બનાવે છે એનું ઘાસ બીજા કરતાં જુદી જાતનું છે. તેના સાંઠામાં ઠેકાણે ઠેકાણે ગાંઠ શેરડીની માફક હોય છે. એક ગાંઠથી બીજી ગાંઠ સુધીના ભાગને પેરઈ કહે છે.

દાભ એ બહુ પાતળુ ને ધારવાળુ ઘાસ છે. કુમળુ હોય ત્યારે ઢોર ખાય છે પછી ખાતા નથી. સુકાય છે ત્યારે કઠણુ થાય છે ને ધાર જો વાગે છે તો લોહી કાઢે છે તેના મૂળ ઘણા ઉંડા જાય છે તેથી ખેતરમાં દાભ થાય છે તો ખેડુતો તેને ખોદી ખોદીને કાઢી નાંખે છે. કારણ કે તે હળ વતી નીકળતાં નથી જો તેના મૂળ કાઢી ન નાંખે તો ખેતર નકામું જાય છે પછી કાંઇ પાકતું નથી આ ઘાસ કેરીગો પકવવાના કામમાં આવે છે બ્રાહ્મણો શ્રાદ્ધ કરાવતી વખતે ધાર્મીક કામોમાં વાપરે છે.

## પાઠ ૭ ઘાસ વિષે.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—ચોમાસામાં ખેતરમાં લઈ જઈ બતાવવું તે વખતે બાજરીના ને જારના કુંડા તેમ ઉબીમાં ડાંગર હોય છે તે પ્રત્યક્ષ બતાવી શીખવવું.

સ. આપણે શું ખાઇએ છીએ?

જ. અનાજ. બાજરી, જાર, ઘઉં, દાળ, મગ, ચોખા વિગેરે.

સ. જનાવર શું ખાય છે?

જ. ઘાસ.

સ. ઘાસ ક્યાં થાય છે?

જ. ખેતરમાં, પડતર જમીનમાં, વગેરે.

સ, અનાજ ક્યાં પાકે છે?

જ. ખેતરમાં.

સ. અનાજ પકવનાર કોણ કહેવાય છે ?

જ. ખેડુત.

સ. ખેડુત ક્યારે વાવેતર કરે છે ?

જ. વરસાદ આવે ત્યાર પછી.

સ. વાવેતર કેવી રીતે કરે છે ?

જ. પ્રથમ જાર કે બાજરી જે જાતનું અનાજ ઉગાડવું હોય તેનું બી એટલે દાણા લાવે છે ને પછી ખેતરમાં જમીનને ખુબ ખેડી માંહે ખાતર નાંખી, પાછી ખેડે છે તે પછી બી વાવે છે. તે વરસાદ અને સુરજના તાપે ફાટીને ઉગે છે તેના ઘાસની માફક ઉંચા સાંઠા ( પેરઇ વાળા ) થાય છે તેના ઉપર ડુંડુ નીકળે છે ને તે ડુંડામાં દાણા બંધાય છે તે માણસના ખાવાના કામમાં આવે છે ડુંડા વાઢી લીધા પછી જે સાંઠા રહે છે તે કડબ કહેવાય છે તેના પુળા બાંધે છે ને તે ઢોરના ખાવાના કામમાં આવે છે.

સ. ઘાસનો છોડ ને અનાજનો વાવેલો છોડ એમાં ફેર શો ?

જ. ઘાસનો છોડ એની મેળે ફુટી નીકળે છે તેને અનાજ થતું નથી કેટલાકને અનાજ થાય છે તે હલકી જાતનું છે તેમ તેના બીયાં પણ ઝીણા થાય છે તે પુષ્ટીકારક હોતા નથી તેથી લોકો ઝાઝા વાપરતા નથી ઘણા ગરીબ માણસો જંગલમાંથી વીણી લાવી ખાંડી છડી દળીને ખાય છે. સામો, ચેક, નાગળી વગેરે છે કોદરા, બંટી, બાવટો વગેરે. થોડી મહેનતે તૈયાર થાય છે તે પણ થોડા પુષ્ટીકારક હોવાથી ગરીબ લોકો ખાય છે.

સ. પેરઇ એટલે શું ?

જ. સાંઠામાં એક ગાંઠથી બીજી ગાંઠ સુધીનો જે ભાગ તેને પેરઈ કહે છે.

સ. ડુંડું કોને કહે છે ?

જ. જાર, બાજરીના સાંઠાને ઉપરના ભાગમાં થાય છે તેને ડુંડું કહે છે તેમાં અનાજના બી પાકે છે.

સ. જાર બાજરીના સાંઠામાં શું ફેર છે?

જ. બાજરીના સાંઠા કરતાં જારનો સાંઠો ગળ્યો વધારે લાગે છે તેથી ઢોરને તે બહુ ભાવે છે. જાર વાવેલી હોય ને નીંગળાઈ ન હોય ને તે ઘાસ જનાવર ખાય તો તેને મીનો એટલે ઝેહેર ચઢે છે. ને વખતે મરી પણ જાય છે બાજરીના નીંગળાયા વગરના ઘાસનું ઝેર ચઢતું નથી માટે તે ખવાય છે.

## પાઠ ૮ મો ખેડુત ને હળ.

નીચે મુજબના સાધન પાસે રાખી શીખવવું.

સાધન—ચોમાસામાં ખેડુત ખેડતો હોય તે વખતે ત્યાં લઈ જઈ હળ બતાવવું તેના ભાગ પ્રત્યક્ષ બતાવી સમજાવવા.

સ. હળ એટલે શું ?

જ. ખેડુતને ખેતીના કામનું ઉપયોગી સાધન.

સ. હળવડે શું કામ થાય છે ?

જ. જમીન ખેડાઇને પોચી થાય છે.

સ. હળના ભાગ ગણાવો.

જ. છેક નીચલો ભાગ જે જમીનની અંદર રહે છે તેને હળપુણી કહે છે તેની કોશને ચવડું જડેલું હોય છે.

વચલો ભાગ. જેમાં કાણું હોય છે તેમાં લાકડાનો લાંબો કડકો ખોસીને ઝુંસરાને બાંધે છે. છેક ઉપરનો ભાગ જેને કુંકરી કહે છે. તેના ઉપર ખેડુત હાથ રાખી બળદને હાંકતો હાંકતો પાછળ ચાલે છે

કુંકરીને દાબવાથી એ હળ નીચે જમીનમાં ઉંડુ જાય છે તેથી જમીન ખેડાઇને પોચી થાય છે.

સ. ખેડુતનું કામ સમજાવો ?

જ. ખેડુત ચોમાસામાં સવારમાં વહેલો ઉઠી હળ વગેરે ખેતીના ઓજારો લઇ ખેતરમાં જાય છે. ત્યાં ખેડવું–નીંદવું–કોશ જોડવા વગેરે ખેતીના ઉપયોગનું કામ કરે છે બપોરે બળદને છોડીને ચારો નીરે છે. પોતે પણ ઘેરથી જે ભાથું આવે છે તે ખાય છે તે રોટલો, ચટણી, મરચું વગેરે હલકો ખોરાક ખાય છે તો પણ તેનું શરીર લઠ્ઠ જેવું હોય છે. ખોરાક ખાઈ થોડીવાર આરામ લઇ પાછા બળદને હળે કે કોશે જોડી પાછો કામ કરવા મંડી જાય છે. નીંદવાનું કામ હોય ત્યારે બળદને કામમાં લેતો નથી. હાથેજ કામ કરે છે. સાંજ સુધી એ પ્રમાણે કામ કરી સાંજે પાછો ઘેર જાય છે ને બળદને દાણા ખવરાવે છે. ને કોડમાં બાંધે છે ઘાસ નીરે છે ને પછી પોતે સૂઈ જાય છે.

સ. ખેડુતનું શરીર લઠ્ઠ જેવું કેમ હોય છે ?

જ. સારો દિવસ સખ્ત મજુરી કરે છે તેથી ખોરાક બરાબર પચે છે તેથી અને ગામ બહાર ખેતરમાં ચોખ્ખી હવામાં ઘણો વખત રહે છે તેથી શરીર મજબુત થાય છે..

સ. નિરોગી રહેવામાં ધ્યાનમાં રાખવા જેવી વસ્તુઓ કઇ ?

જ. ચોખ્ખી ને તાજી હવા–સારો ખોરાક સખ્ત મહેનત.

## પાઠ ૯ મો. ડાંગર.

નીચે મુજબના સાધન પાસે રાખી શીખવવું.

સાધન—ચોમાસાના વખતમાં ડાંગરના ક્યારડામાં લઇ જઇ ધરૂ કે તરૂ તથા ઉંબી, ડાંગર–ચોખા વગેરે પ્રત્યક્ષ બતાવી સમજાવવું.

સ. ડાંગર કયા વર્ગમાં ગણાય છે?

જ. ડાંગર અનાજના વર્ગમાં ગણાય છે. સુધરેલી જાતના ઘાસનું બી તે ડાંગર.

સ. ડાંગરના ઘાસને શું કહે છે?

જ. પરાળ કહે છે.

સ. ડાંગર કઈ જમીનમાં થાય છે?

જ. કાળી જમીન તેને વધારે માફક છે.

સ. ડાંગરને કેમ ઉગાડે છે?

જ. જમીનની ચારે તરફ પાળી રાખી વચમાં ખાડાની માફકની જમીન તૈયાર કરે છે તેમાં ડાંગરના ધરૂ વાવે છે. (ધરૂ એટલે ડાંગરના વાવેલા બી) જેમ જાર બાજરી ખેતરમાં ખેડીને વાવે છે તેમ ડાંગર વવાતી નથી પરંતુ થોડીક ચોખ્ખી ડાંગરને વરસાદ આવતાં પહેલાં એક કયારડામાં વાવે છે ને હમેશ પાણી પાય છે તેથી તે ફુટીને ઉગી નીકળે છે તેને ધરૂ કે દરૂ કહે છે તેનું એકેક ઘાસ (છોડ) ઉપાડી જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે તૈયાર કરેલા કયારડામાં તે છોડને એકેક વેંતને છેટે વાવે છે. વાવતી વખતે ખેડુતને કાદવમાં ને વરસાદમાં રહેવું પડે છે પછી તે કયારડામાં વરસાદનું પાણી ભરાય છે ને તે છોડ વધીને મોટા થાય છે બીજા બધા અનાજના કરતાં ડાંગરને વધારે પાણી જોઇયે છીયે તેથી કયારડા કરી રાખે છે ને પાણી ભરી રાખે છે તેના છોડ લીલા છમ દેખાય છે તે પાકે છે ત્યારે પીળી પડી જાય છે પછી પાણી સુકાઈ જાય છે તેની જોડે ડાંગર પણ સુકાય છે પછી કાપી લઈ તેની પૂળીઓ બાંધે છે, ને સૂરજના તાપે સૂકાય છે પછી ખળામાં લઈ જઈ પગરવ કરે છે (પગરવ એટલે માણસો તેને ગુંદે અથવા બળદો ગુંદે તે) તેથી માંહેથી ડાંગર જુદી નીચે પડે છે પછી તેને ઉપણી પરાળ ને ડાંગર જુદા પાડે છે.

સ. ધરૂ ને ધરૂ એટલે શું ?

જ. ડાંગરને પ્રથમ વાવી તેના છોડ થવા દે છે તેને ધરૂ કે ધરૂ કહે છે.

સ. પરાળ એટલે શું ?

જ. ડાંગરનું ઘાસ.

સ. પગરવ એટલે શું ?

જ. જેમ બાજરીના ડુંડામાંથી બાજરી નીકળે છે તેમ ડાંગરના છોડને પાળ કહે છે તેના ઉપર ઉંબી થાય છે તેમાં ડાંગર પાકે છે. તે પરાળને ઉંબી સુધા નીચેથી કાપી નાંખી સૂકવે છે પછી તેના ઉપર માણસ, બળદ વગેરે ફરે છે તેને ગદડે છે ને ગુંદે છે તેથી ડાંગર છૂટી પડે છે જે ગુંદે છે તે પગરવ કહેવાય છે.

સ. ડાંગરમાંથી ચોખા કેમ કાઢે છે ?

જ. પ્રથમ ડાંગરને ભરડીને છોડા ફોતરાં કાઢી નાંખે છે તે ગધેડાં વગેરે ખાય છે પછી જે દાણા રહેછે તેને કડ કહે છે તેને ખાણીયામાં ખાંડે છે ત્યારે ચોખા ને કુશકી નીકળે છે કુશકી ઢોરના ખાધામાં આવે છે તે ચોખા આપણે ખાઇએ છીએ. તે પુષ્ટીકારક છે તેમ પચવામાં હલકા હોવાથી માંદા માણસને બહુ લાભકારક છે.

## પાઠ ૧૦ મો શેરડી.

*નીચે મુજબના સાધન પાસે રાખી શીખવવું.

સાધન—શેરડીનું વાવેતર થતું હોય તો પ્રત્યક્ષ બતાવવું, નહિ તો શેરડીનો સાંઠો લાવી. તેના મૂળ પાંદડા, આંખ વગેરે પ્રત્યક્ષ બતાવવું.

સ. શેરડી એ કયા વર્ગમાં ગણાય છે ?

જ. શેરડી એ ઘાસના વર્ગમાં ગણાય છે.

સ. જેને શેરડી જોઈ હોય તે તેનું વર્ણન કરો ?

જ. શેરડીનો સાંઠો મોટા માણસના પગના અંગુઠા જેવડો વખતે તેથી પણ વધારે જાડો હોય છે જેમ સરકટ—જાર બાજરીના સાંઠામાં પેરઇ હોય છે તેમ તેમાં પણ પેરઇ હોય છે તેની ગાંઠો બહુ પાસે પાસે હોય છે ગાંઠ આગળ એક બીઓ હોય છે તે શેરડીનું બી કહેવાય છે ને છેક નીચે તેના મુળાડીયા હોય છે. છેક ઉપર પાંદડાં હોય છે, પાંદડા આગળની શેરડી ખાધી હોય તો જરાક ફીકી લાગે છે.

સૌથી નીચેનો ભાગ વધારે ગળ્યો હોય છે તેનાથી ઉતરતો ગળ્યો વચ્ચેનો ભાગ ને તેનાથી ઉતરતો ગળ્યો પૂછડાનો ભાગ.

સ. શેરડી કેમ વાવતા હશે ?

જ. પ્રથમ ખેતરમાં જમીનને સારી રીતે પાણી પાઇ ખેડે છે. ખાતર નાંખે છે. ને ખેડીને પોચી સુંવાળી કરે છે પછી શેરડીની પેરાઇઓ કાપી તેને વાવે છે પેરઈ એવી રીતે કાપે છે કે, ગાંઠનો ભાગ વચ્ચે રહે છે પછી કાપેલા કટકાને ગાંઠ પાસેની આંખ જેને બી કહે છે તે ઉપર રહે તેવી રીતે જમીનમાં સહેજ ઉંડાણમાં મૂકે છે ને પછી પાણી પાય છે એટલે છોડ નીકળે છે ને તે વધીને શેરડી થાય છે તેને પાણી બહુ જોઇયે છીયે તેથી ચાર ચાર દિવસે તેને પાણી પાય છે શેરડી દશ અગીઆર માસે તૈયાર થાય છે ત્યાં સુધી પાણી પાવું પડે છે જાર બાજરીના સાંઠામાં રસ છે તેમ શેરડી ચૂસવાથી તેમાંથી રસ મ્હોમાં આવે છે. તે બહુજ ગળ્યો છે. આથી કરીને ભુંડ—શિઆળ વગેરે—જંગલી જનાવર તે બહુ ખાઈ જાય છે માટે ખેડુત લોકોને બહુ સંભાળ રાખવી પડે છે.

સ. શેરડીના રસને શું કરતા હશે ?

જ. તેનો ગોળ—ખાંડને સાકર બનાવે છે.

સ. ગોળ કેવી રીતે બનાવે છે ?

જ. પ્રથમ શેરડીને પીલે છે તે પીલવાના સંચાને કોલુ કહે છે તેમાંથી રસ નીકળે છે તેને તાવડામાં ભરી ઉકાળે છે. ઉકાળતાં ઉપર મેલ આવે તેને કાઢી નાંખે છે. ને ચોખ્ખો રસ રહે છે તેને ઉકાળી ઘટ (જાડો) થાય ત્યારે ઉતારી ઠરવા દે છે તેને ગોળ કહે છે-પછી તેને ઘડામાં ભરી બહારગામ મોકલે છે ને વેચે છે એ રસને વધારે ચોખ્ખો કરી કેટલેક ઠેકાણે તેની ખાંડ ને સાકર બનાવે છે.

સ. કોલુ એટલે શું ?

જ. જેના વડે શેરડીને પીલીને રસ કાઢે છે તે સંચો.

સ. શેરડીના પાકને નુકસાન કરનાર કોણ ?

જ. ભુંડ-ડુક્કર કે શિઆળવાં, શાહુડી વગેરે.

## પાઠ ૧૧ મો ભાત ને રોટલી.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—દરેક બાળક પોતપોતાને ઘેર જમીને આવે છે તે શું શું જમ્યા તે કહેવડાવી સમજાવવું-ઘઉં તેમ ચોખા પાસે રાખવા.

સ. ભાત શેનો બને છે ?

જ. ચોખાનો.

સ. ચોખા શેમાંથી નીકળે છે ?

જ. ડાંગરમાંથી.

સ. ડાંગર શું છે ?

જ. ઘાસનું બી છે (સુધારેલી ઘાસ).

સ. ભાત કેમ તૈયાર કરે છે ?

જ. ચોખાને પ્રથમ-પાણીમાં મસળીને ધોઈ નાંખે છે તેથી ઉપર કુશકી-મેલ હોય તે જતો રહે છે પછી તપેલીમાં ખદખદતું પાણી કરે

છે તેને આધરણ કહે છે તેમાં એ ચોખા નાંખે છે તે થોડીવાર ચૂલા ઉપર રહેવા દે છે તેથી ચોખા બફાઇને તૈયાર થાય છે–વધારાનું પાણી તેમાંથી કાઢી નાંખી ફરી ચૂલા ઉપર મૂકી દે છે–એટલે સીઝાઇને તૈયાર થાય છે. તેને ભાત કહે છે. તે હલકો ખોરાક હોવાથી જલદી પચી જાય છે. તે એકલો ખવાતો નથી પરંતુ દાળ સાથે મેળવીને ખવાય છે.

સ. રોટલી શેની બને છે.

જ. ઘઉંની.

સ. ઘઉં શું છે ?

જ. ઘાસનું બી, (સુધારેલી ઘાસ).

સ. જેમાં બાજરી પાકે છે તે ડુંડું કહેવાય છે તેમ ઘઉં જેમાં પાકે છે તેને શું કહે છે ?

જ. ઉંબી કહે છે.

સ. ડાંગરના ઘાસને પરાળ કહે છે તેમ ઘઉંના ઘાસને શું કહે છે ?

જ. કુંવળ કહે છે.

સ. ઘઉંની રોટલી કેમ બનાવે છે ?

જ. ઘઉંને પ્રથમ સાફ કરી કાંકરા વગેરે કસ્તર કાઢી નાંખી ઘંટીમાં દળે છે તેથી લોટ થાય છે તે લોટને પાણી ભેળવી મસળે છે તેને કણુક કહે છે પછી તેના નાના નાના લુઆ કરી થાળી કે સાડણી ઉપર વેલણ વતી વણે છે તેને રોટલી કહે છે તે નાની મોટી જેવી કરવી હોય તેવી થાય છે પછી લોઢી ઉપર ચૂલામાં શેકે છે તેને રોટલી કહે છે તેના ઉપર ઘી ચોપડી પછી ખાય છે તે પણ દાળ કે શાક સાથે ખાય છે રોટલી તેમ સાથે દાળની ખાસ જરૂર છે.

સ. ઘઉંના લોટની માફક જાર બાજરીના લોટની રોટલી થાય છે કે કેમ ?

જ. ઘઉંનો લોટ ચીકાશ વાળો વધારે છે તેથી તેની પાતળી રોટલી વણાય છે જાર બાજરીના લોટમાં ચીકાશ ઓછી છે તેથી તેની ઝીણી રોટલી વણાતી નથી પણ જાડા રોટલા હાથ વતી ઘડીને કરે છે પછી ચૂલા ઉપર શેકે છે ને ઘી ચોપડી ખાય છે ઘઉંને ચોખા કરતાં જાર બાજરી સોંઘી મળે છે તેથી ગરીબ લોકો તે વધારે ખાય છે બીજા ધાન્ય કરતાં ઘઉં વધારે પુષ્ટીકારક છે ને તે પચવામાં ભારે છે.

## પાઠ ૧૨મો મધમાખી.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—મધમાખનું ચિત્ર, પુડો મળી શકે તો તે, કોશેટો, મધ, મીણુ, એ પાસે રાખવા.

સ. મધમાખી શું છે ?

જ. જંતુ વર્ગનું પ્રાણી છે.

સ. જંતુ વર્ગમાં કયા કયા પ્રાણી ગણાય છે ?

જ. કરોળીઓ કીડીઓ. ને રેશમના કીડા વગેરે જંતુ વર્ગમાં ગણાય છે.

સ. મધમાખ નામ શા ઉપરથી પડયું હશે ?

જ. જે માખો મધ બનાવે છે તેને મધમાખ કહે છે.

સ. મધ શા કામમાં આવે છે ?

જ. દવા સાથે ખાવાના કામમાં આવે છે કેટલાક લોકો રોટલા સાથે પણ ખાય છે તે પુષ્ટીકારક ને ફાયદાકારક ગણાય છે.

સ. મધ કરનાર માખોના વર્ગ ગણાવો ?

જ. એમાં ત્રણ જાતની માખો હોય છે. ( નર એટલે પુરૂષ રાણી એટલે સ્ત્રી, અને કામ કરનારી માખો રાણી ઈંડા મૂકે છે કામ કરનારી માખો તે ઈંડાને સેવે છે ને જ્યારે બચ્ચાં બહાર નીકળે છે ત્યારે ખોરાક

મો ખા ડાવી મોટાં કરે છે ( તેમાંથી પણ ઉપર પ્રમાણે ત્રણ જાત નીકળે છે ) જંગલમાં જઇ ફૂલનો રસ ચૂસી લાવી તે પોતાના રહેવાની જગામાં ઠાલવે છે તેને મધ કહે છે પછી એ મધને ખાઇ જઇ તેનું મીણ બનાવે છે. રહેઠાણનું રક્ષણ કરે છે કોઇ બીજું જીવડુ તેમાં પેસવા આવે તો ડંખ દઇ મારી નાંખે છે નર એ આળસુ છે તેથી કાંઈ કામ કરતા નથી પડયાજ રહે છે અને તેથી માખીઓ તેને ત્રણ માસ કરતાં વધારે જીવવા દેતી નથી નરનો પાછળનો ભાગ વળેલો હોય છે ને તેને છેડે ડંખ હોતો નથી.

સ. મધપુડો એટલે શું ?

જ. માંખો જે પોતાને રહેવાને ૬ ખુણીઆ આકારનું મીણનું ઘર બાંધે છે. તેને મધપુડો કહે છે. મધપુડામાં મીણ અને મધ હોય છે.

સ. મધ કેવી રીતે મેળવાય છે ?

જ. વાઘરી કે બીજી હલકી જાતના લોકો એ મધપુડાને પાડે છે. મધપુડો ઝાડની ડાળીએ લટકતો હોય છે. પાડનાર માણુસ તેની નીચે જઈ ધુનીને તાપ કરે છે તેથી માંહેની માંખીઓ અકળાઇને બહાર નીકળે છે ને પેલા માણુસને ડંખ દઈ કરડે છે ( તેના ડંખ ન લાગે માટે તે માણુસ ડીલે માથે જાડુ લુગડુ ઓઢીને ત્યાં બેસે છે કે ઉભો રહે છે ) પછી થાકીને માંખીઓ ત્યાંથી ઉડી જઈ બીજે ઠેકાણે બેસે છે જાય છે. તે વખતે એ પુડાને ચપ્પા વતી ડાળી ઉપરથી ઉઝરડી લઈ વાસણમાં મૂકી જતો રહે છે. તેમાંથી તેને નીચોવીને મધ કાઢે છે તે ચોખ્ખું મધ છે. કેટલાક લુચ્ચા લોકો તે પુડામાં પછી ગોળ કે ખાંડની ચાસણી કરી રેડે છે. ને તેને મધ તરીકે વેચે છે તે નુકસાન કરનાર છે.

સ. માખીને પગ કેટલા હોય છે ?

જ. સાત પગ છે ને બે પાંખો છે.

## પાઠ ૧૩ મો બતકને મરઘાં.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—પ્રત્યક્ષ જનાવર મળે તો તેમ, નહિં તો ચિત્ર પાસે રાખી બતાવવું. કુકડીનો ખડો, લઈ જઈ બતાવવો.

સ. પક્ષી એટલે શું ?

જ. જેને બે પગ બે પાંખોને એક ચાંચ હોય તે પક્ષી કહેવાય.

સ. બતક અને મરઘાં કયા વર્ગમાં ગણાય છે ?

જ. પક્ષી વર્ગમાં ગણાય છે પરંતુ બતક જળકુકડી વગેરે જમીન ઉપર ચાલે છે. ને પાણીમાં પણ ચાલે છે—ને ઉંચે ઉડે છે જ્યારે મરઘાં કે કુકડા જમીનપર ચાલે છે ને ઉડે છે પરંતુ પાણીમાં ચાલી કે તરી શકતા નથી.

સ. બતકનું વર્ણન કરો ?

જ. બતકના પીંછા સફેદ છે ને ચીકણા છે તેમ પાણીમાં તરે છે એટલે પલળી જતા નથી ચાંચ—લાંબી છે તેથી પાણીમાંથી માંછલાં કાદવમાંથી જીવડાં સહેલાઇથી પકડી લે છે પગને ચાર આંગળાં હોય છે તે ચામડીથી જોડાયા હોય છે તેથી પાણીમાં સહેલથી તરી શકે છે. ને ઘણો ભાગ પાણીમાંજ રહે છે. ઈંડાં પાણીમાં મૂકે છે ને ત્યાંજ સેવાઈ તેમાંથી બચ્ચાં નીકળે છે. બંદુકના અવાંજથી કે ખખડાટથી બીએ છે. ને ડુબકી મારી પાણીમાં જતી રહે છે ઉડે છે ત્યારે ટોળાબંધ આકાશમાં ગોળ ચકરાવાના ઘાટમાં ઉડે છે. શરીર બહુ ભારે હોવાથી બહુ ઉંચે ઉડી શકાતું નથી,

સ. મરઘડાનું વર્ણન કરો ?

જ. મરઘડા જમીન ઉપર રહે છે તેમને ઉકરડા ખોતરવાની બહુ ટેવ છે તેમાંથી ઝીણા જીવડાં કે દાણા વીણી ખાય છે મરઘડા એટલે

કુકડાને માથે લાલ માંજર હોય છે કુકડીને તે હોતી નથી એમની ચાંચ લાંબી ને અણીદાર છે તેથી જમીન ખોતરી તે દાણા વગેરે ખોરાક ખાય છે બતકની માફક તેના પીછા ઉપર ચીકાશ નથી તેમ પગના આંગળા જોડાયેલા નથી. મરઘી ઇંડાં મૂકે છે ને તેને સેવે છે ત્યારે તેમાંથી બચ્ચાં નીકળે છે (મુસલમાન, ખ્રીસ્તિ વગેરે લોકો મરઘડા ને ઈંડાં ખાવા માટે પાળે છે) મરઘી તેમની બહુ સંભાળ રાખે છે. ને પોતાની સાથે લઇ જઇ તેમને ખાતાં શીખવે છે. જો કોઇ તેને મારવા આવે તો મરઘી સામી થાય છે ને ભય લાગે છે ત્યારે બચ્ચાંને પોતાની પાંખ તળે દાબી દે છે. વાણું વાય છે ત્યારે કૂકડા કૂકરેકૂક બોલે છે તેથી લોકો ઉઠી પોતપોતાને ધંધે વળગે છે.

સ. બતક અને મરઘા કઇ વાતે જુદાં છે ?

જ. બતકના પીછા ચીકાશવાળાં હોય છે, ને મરઘાના તેમ નથી બતકની ચાંચ લાંબી ને પહોળી હોય છે. મરઘડાની ટુંકી ને અણીવાળી હોય છે. બતકનું શરીર ભારે છે ને મરઘડાનું હલકું છે બતક ઘણું ખરૂં પાણીમાંજ રહે છે ને કુકડા જમીન ઉપર રહે છે બતક કૂમળા છોડ ખાય છે. મરઘડો તે ખાતો નથી મરઘાંને લોકો પાળે છે ને તેને માટે જમીન ઉપર ઘર જેવું બનાવે છે તેમાં રહે છે બતકો પાણીમાંજ રહે છે. બતકનો રંગ ઘણો ખરો ધોળોજ હોય છે. ને કુકડા કોઇ ધોળા કોઈ કાળા કોઈ કથઇને કોઈ લાલ ધોળા હોય છે.

## પાઠ ૧૪ મો. ચકલી.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—ચકલી પ્રત્યક્ષ બતાવવી અગર તેનું ચિત્ર પાસે રાખી શીખવવું.

સ. ચકલી કયા વર્ગમાં ગણાય છે ?

જ. પક્ષી વર્ગમાં ગણાય છે.

સ. ચકલીના શરીરના ભાગ ગણાવો ?

જ. ચાંચ-બે પગ ને બે પાંખો.

ચાંચ નાની ઝીણી છે અણીવાળી હોય છે તે વડે દાણા જીવડાં વગેરે વીણી ખાય છે બે પગ છે પગને દરેક પગે ત્રણ આગળને એક પાછળ એ પ્રમાણે ચાર આંગળાં હોય છે તે વડે ઝાડની ડાળી કે ગમે તે વસ્તુ પકડીને બેસે છે. શરીરના કદ પ્રમાણે નાની બે પાંખો હોય છે. તે વડે જોરબંધ ઉડે છે. તે એકેક પગે ચાલતી નથી પણ બે પગ સાથે ઉપાડી ચાલે છે.

સ. ચકલી વિષે જાણતા હો તે કહો ?

જ. ચકલી ઝાડપર કે ઘરમાં ખુણામાં ઉંચેના ભાગમાં પોતાના માળા બાંધે છે. ને રૂ-ઉન-તણખલા વગેરે લાવી તેના વડે માળા બાંધે છે. ને માંહે સુંવાળી જગ્યા કરે છે. પછી ઈંડાં મૂકે છે. ચકલી વરસમાં ત્રણ વખત ઈંડાં મૂકે છે. દરેક વખતે પાંચ-છ ઈંડાં મૂકે છે તે ભૂરા રંગના હોય છે ને ઉપર કાળુ ટપકું હોય છે. તેને તે સેવે છે ત્યારે માંહેથી બચ્ચાં નીકળે છે તે નાના હોય ત્યાં સુધી-ચકલી -જીવડા-દાણા વગેરે ખોરાક શોધી લાવી બચ્ચાંની ચાંચમાં મૂકે છે ખવરાવે છે તેમની સંભાળ રાખે છે. ઉડતાં શીખવે છે. ઉડતાં આવડયા પછી તેમની દરકાર રાખતી નથી.

સ. ચકલી કયા કયા રંગની હોય છે ?

જ. ધોળી-કાળી ને કાબરચીતરી.

સ. ચકલી ખેડુતને શું ફાયદો કરે છે ?

જ. કુમળા છોડને ઝીણા જીવડાં કરડી ખાય છે. તેથી મરી કે સુકાઈ જાય છે, એ જીવાતને ચકલી ખાઇ જાય છે તેથી છોડને નુક-

સાન કરતા નથી તે ફાયદો કરે છે.

સ. ચકલી કેમ બોલે છે?

જ. ચીંચીં, ચીંચીં કરીને બોલે છે.

સ. ચકલીને કોની બીક લાગે છે?

જ. સાપ, બિલાડી, કાગડા તેમ મોટા પક્ષીઓ સમડી વગેરેની બીક બહુ હોય છે, ચકલીનો માળો ઘરમાં રહેવા દેવાથી કચરો બહુ પડે છે.

## પાઠ ૧૫ મો ઘોડો.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—પ્રત્યક્ષ ઘોડો બતાવવો અગર તેનું ચિત્ર પાસે રાખી શીખવવું.

સ. ઘોડો કયા વર્ગમાં ગણાય છે?

જ. પશુના વર્ગમાં ગણાય છે.

સ. ઘોડાના શરીરના ભાગનું વર્ણન કરો?

જ. ઘોડાને ચાર પગ છે પગને છેડે આંગળા નથી પણ દાવડો છે, તે ઘસઇ ન જાય માટે તેને (લોખંડની) નાળ જડાવે છે, પગ પાતળા છે, ને જાંઘ આગળનો ભાગ જાડો ને મજબુત છે, પૂછડે લાંબા વાળ હોય છે. ગરદન ઉપર સુંદર વાળ છે, તેને કેશવાળી કહે છે. બે કાન હોય છે તેની ટીશી નાની હોય છે ને તે ઉભા રહે છે બે નસકોરાં હોય છે મ્હોમાં આગલા દાંત હોય છે તે તીણા હોય છે. ને ત્યાર પછી થોડીક જગા ખાલી રહે છે ને પછી પાછળના દાંત હોય છે તે ચપટા હોય હોય છે. આગલા દાંતથી ફાડે છે ને પાછળના દાંતથી, તેને ચાવે છે તે બેની વચ્ચે ખાલી જગા રહે છે તેમાં લગામ ઘાલે છે.

સ. ઘોડાની ઉત્પતિ કહો?

જ. કચ્છ ને કાઠિયાવાડની ઘોડીયો પંકાય છે અરબી ઘોડા પંકાય છે.

સ. ઘોડાની ઉમર કેટલી હશે ?

જ. સારી રીતે બરદાસ કરીને સાચવે તો ૩૦ વર્ષ જીવે છે.

સ. ઘોડાના શરીરના રંગ કહો ?

જ. ધોળા—કાળા—તમાકુ રંગના, કાબરચીતરા ને પંચકલ્યાણી.

સ. ઘોડાનો ખોરાક શું ?

જ. તેને ચણા ઘણા ભાવે છે તેથી પાણીમાં પલાળી તેને ખવડાવે છે મઠ—ભુસું—બાજરી વગેરે અનાજ તેમ ઘાસ.

સ. ઘોડાના ગુણ ?

જ. તે નીમકહલાલ પ્રાણી છે. તે લાંબી મજલ કાપે છે ને પોતાના ધણી ઉપર બહુ પ્રીતિ રાખે છે—બનતા લગી તેમને અડચણ આવવા દેતા નથી.

સ. ઘોડા કેમ વશ રહે છે ?

જ. લગામથી (ચોકડાથી) વશ રહે છે.

સ. ઘોડાની ખાસ ટેવો ?

જ. પાટુ મારવાની, હણહણવાની, ને આળોટવાની.

સ. ઘોડાનો ઉપયોગ ?

જ. ઘુડી સ્વારી કરવાનો ને ગાડીએ જોડવાનો. વિલાયત ભણી તેને હળમાં જોડે છે ને ખેતી કરાવે છે. ઘોડો દેખાવડું ને સુંદર પ્રાણી છે તેથી લગ્નના પ્રસંગમાં વરરાજા તેના ઉપર બેસી પરણવા જાય છે તે વખતે તેના ઉપર સોનેરી રૂપેરી સુંદર સાજ નાંખે છે. સોનેરી રૂપેરી ચોકડા પહેરાવે છે ને માથે કલગી પણ મૂકે છે આથી તે ખુબસુરત દેખાય છે બીજા છોકરાઓને પણ સારા લુગડા ઘરેણાં પહેરાવી તેવા ઘોડે બેસાડે છે તેને સાબેલા કહે છે લડાઇના મેદાનમાં તેને લઇ જાય છે ને તોપો ખેંચાવાના કામમાં લે છે.

## પાઠ ૧૬મો. ઘોડો ને તેના સગાવહાલાં.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—ઘોડો ગધેડો ને ખચ્ચર આ ત્રણ પ્રત્યક્ષ બને તો બતાવી સમજાવવું. નહિં તો ત્રણેના ચિત્રો પાસે રાખવા.

સ. ઘોડાના સગાવહાલાં કોણ ?

જ. ગધેડું ને ખચ્ચર.

સ. ગધેડાં કયા કયા રંગના હોય છે ?

જ. ધોળા–કાળા–કાબરચીતરા–તપખીરીયા વગેરે.

સ. અવાજથી બંન્ને પ્રાણી કેમ ઓળખાય છે ?

જ. ઘોડો હણહણે છે ને ગધેડું ભુંકે છે બન્નેમાં નરમાદા હોય છે.

સ. બંન્નેમાં તફાવત શું છે ?

જ. ઘોડા ઉંચા ને ગધેડા નીચા છે. ગધેડાના કાન લાંબા ને મોટા હોય છે. ઘોડાના ટુંકા ને અણીઆળા છે ગધેડાની પુછડીને છેડે વાળનો ઝુમખો હોય છે ને ઘોડાને સરખા વાળ છે ઘોડો સુંદર દેખાય છે ગધેડું બેડોળ દેખાય છે ઘોડો હણહણે છે ને ગધેડું ભૂંકે છે ગધેડું અડીઆળ ને ઠોઠ હોય છે, ઘોડો તેવો નથી ચાલાક છે.

સ. ગધેડા સિવાય તેમની જાતનું ત્રીજું પ્રાણી જાણો છો ?

જ. ટટુ નાના ઘોડાને ટટ્ટુ કહે છે. તે સિવાય એક બીજું પ્રાણી છે તેને ખચ્ચર કહે છે તે ગધેડાથી સહેજ મોટું છે ઘોડાથી સહેજ નાનું હોય છે તે ગધેડા કરતાં ઘોડાને વધારે મળતું આવે છે ખચ્ચરનાં ગુણ ઘોડા પ્રમાણેજ છે ફેર એટલોજ કે ખચ્ચર ઘણો ભાર ઉપાડી ડુંગરાપર ચઢી શકે છે ઘોડાથી ચડાતું નથી. ગધેડા પણ ભાર ઉપાડી ચઢી શકે છે તેને પણ ઘોડાની માફક કેશવાળી છે તેથી એ પણ સુંદર દેખાય છે

સ. ખચ્ચર શા કામમાં આવે છે ?

જ. ગાડીએ જોડે છે ને છુટી સ્વારીમાં ફેરવે છે ને ભાર ઉપાડવા માટે પોઠો તેના ઉપર નાંખે છે–લશ્કરમાં તે ભાર ઉપાડવાના ખપમાં લાગે છે તેની ચાલ ધીમી હોવાથી ઘોડા જેટલું કામ આપી શકતા નથી.

સ. ખચ્ચર ને ગધેડાનો ખોરાક શો ?

જ. કાચા દાણા બન્ને ખાય છે. ઘાસ ( ખસલી ) ખાય છે ને ગધેડાને ડાંગરના ફોતરાં આપવામાં આવે છે કુશકી પણ ખવરાવે છે.

ત્રણેના શરીરની રચના એક બીજાને વધારે મળતી હોવાથી તેઓ એકબીજાના સગાવહાલાં કહેવાય છે ( ઘોડો અને ગધેડાના સંયોગથી ખચ્ચર પેદા થાય છે ).

## પાઠ ૧૭ મો. શરીરના ભાગ.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—હાડપિંજરનું ચિત્ર તથા પ્રત્યક્ષ પોતાનું શરીર બતાવી શીખવવું.

સ. શરીરના મુખ્ય ભાગ કયા ?

જ. ડોકું ને ધડ.

સ. ડોકમાં શું શું આવ્યું ?

જ. મોઢું ( મોઢામાં દાંત–જીભ ને તાળવું છે ) મ્હો ઉપર નસકોરાં તેની ઉપર બે આંખો ( આંખોને ઉપર પોપચાં છે તે આંખમાં કચરો–જીવડું વગેરે જતાં અટકાવે છે. ) આંખ ઉપર ભમર છે–તેના ઉપરના ભાગને કપાળ કહે છે. કપાળના ઉપરના ભાગને માથું કહે છે. માથાના પાછળના ભાગને બોચી કહે છે–માથાની બે બાજુ બે કાન છે તેનાથી સંભળાય છે. ભમર ને કાનની વચ્ચેના ભાગને લમણા કહે છે.

કાન ને નાકની વચ્ચેના ભાગને ગાલ કહે છે. નાકની નીચે પુરૂષને જે વાળ ઉગે છે તે મૂછો કહેવાય છે. મ્હોડાને બે હોઠ છે હોઠ નીચે હડપચી છે. હડપચી દબાય છે ત્યારે શ્વાસ રૂંધાઇ જાય છે. શ્વાસને અંદર જવા આવવાનો તે મુખ્ય રસ્તો છે.

સ. ધડમાં શું શું આવ્યું તે કહો ?

જ. ધડની બે પાસે બે ખભા છે ખભાની નીચે હાથ આવ્યા તેના વચ્ચેના ભાગને કોણી કહે છે. ત્યાંથી આગળના ભાગને કાંડા કહે છે. તેનાથી આગળ હથેળી ને છેડે આંગળા આવ્યા એ ખભાની વચ્ચે ડોકાની નીચે આગળના ભાગમાં છાતી ને પાછળ વાંસો આવ્યો. છાતી નીચે પેટ ને પેટની નીચે પેઢું આવ્યું. તેની બે બાજુની કમરને કેડ કહે છે પાછળના ભાગમાં બોચીથી કેડ સુધી લાંબુ હાડકું છે તેને બરડાની કરોડ કહે છે. કેડની નીચેના ભાગને જાંઘ કહે છે તે પગનો ભાગ છે. જાંઘથી આગળ ઢીંચણ આવ્યા તે વળે છે. તેનાથી આગ. ળના ભાગને નળો કહે છે નળાથી આગળ ઘુંટી આવી તેની નીચેના ભાગને એડી કહે છે. ને પગના પંજાને પગની પાતળી કહે છે.

સ. પાંપણ શું કામ કરે છે ?

જ. આંખમાં રજ–જીવડા વગેરેને જતાં અટકાવે છે.

સ. મોઢામાં શું શું આવ્યું ?

જ. બત્રીશ દાંત-જીભ–ને તાળવું છે.

સ. લમણા કોને કહે છે ?

જ. આંખ ને ભમર અને કાનની વચ્ચેના ભાગને લમણા કહે છે.

સ. માથા ઉપર વાળ ઉગે છે તે શું ફાયદો કરે છે ?

જ. માથાનું ટાઢ તાપથી રક્ષણ કરે છે. વખતે કોઈ ચીજ પડે તો અંદર ઇજા ઓછી થાય છે. એટલે વાળ માથાનું રક્ષણ કરે છે. પરંતુ તે વાળને ચોળી–મસળી ધોઇને સાફ ન રાખે તો માંહે જુઓ

લીખો પડે છે તે માથાની ચામડીમાં ડંખ મારી ત્યાંના લોહીને બગાડે છે તેથી નુકસાન થાય છે.

સ. ઢીચણના હાડકાને શું કહે છે ?

જ. ઢાંકણી કહે છે ?

સ. કયા ભાગને જાંઘ કહે છે ?

જ. પેઢાની નીચેના બેઉ પગના ઉપલા ભાગને જાંઘ કે થાપા કહે છે.

## પાઠ ૧૮ મો. ઇંદ્રિયો.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—પ્રત્યક્ષ પોતાના શરીરની ઇંદ્રિયો બતાવવી ને સમજાવવી.

સ. ઈંદ્રિય એટલે શું ?

જ. જે વડે કોઈ વસ્તુનું કંઇ પણ જ્ઞાન થાય તેને ઇંદ્રિય કહે છે.

સ. માણસના શરીરમાં કેટલી ઇંદ્રિયો છે ?

જ. પાંચ ઇંદ્રિયો.

સ. પાંચ ઈંદ્રિયો વિષે જાણતા હો તે કહો ?

૧ આંખઃ—આંખ વડે જોઈ શકાય છે. અજવાળું-અંધારૂં-સારૂં-ખોટું વગેરે બધું આંખે જોવાય છે આંખે ન દેખાય તેને આંધળા કહે છે રાતે ન દેખાય તેને રતાંધળો કહે છે.

૨ કાનઃ—કાને સંભળાય છે. દરેક પ્રકારના અવાજ સંભળાય છે-જેને કાને સંભળાય નહિ તે બહેરો કહેવાય છે.

૩ નાકઃ—વડે હરેક વસ્તુની વાસ પારખી શકાય છે-સુગંધીદાર હોય તે કઇ જાતની સુગંધ આવે છે તે નાકથી પરખાય છે. જેના નસકોરામાં કંઇ રોગ થયો હોય તેને સારી કે નઠારી કોઈ પણ વાસ સમજાતી નથી ( નઠારી વાસ દુર્ગંધ ).

૪ જીભઃ—જીભથી–ટાઢુ–ઉનું–ગળ્યું-ખાટું–ખારૂં–તીખું વગેરે દરેક પ્રકારનો સવાદ સમજાય છે.

જેની જીભ ટુંકી હોય છે તે બોબડો કહેવાય છે ને તે આપણી પેઠે સાફ ચોખ્ખું બોલી શકતો નથી.

૫ ચામડીઃ—ચામડી શરીરના બધા ભાગ પર છે તે વડે ટાઢું, ઉનું–લીસુ–કરકરૂં–સમજાય છે. શરીરના બધા ભાગની ચામડીમાં એ ગુણ છે. પરંતુ આંગળીના ટેરવામાં વધારે પડતો ગુણ છે.

સ. આંખે ન દેખાય તે કેવો કહેવાય ?

જ. આંખે ન દેખાય તે–આંધળો કહેવાય, એક આંખે ન દેખાય તે કાણો કહેવાય ને એક આંખે બરાબર ને બીજી આંખે સહેજ ઓછું દેખાય તે બાડો કહેવાય. રાતે ન દેખાય તે રતાંધળો કહેવાય.

સ. કાને ન સંભળાય તે કેવો કહેવાય ?

જ. બહેરો કહેવાય, જે બહેરો હોય તે ઘણે ભાગે મૂંગો હોય છે.

સ. આ બધાનો બનાવનાર કોણ ?

જ. પરમેશ્વર. પરમેશ્વરે ઈંદ્રિયો બનાવી છે માટે તેમનો ઉપકાર માનવો જોઇયે. તેમ દરેક ઈંદ્રિયને સારે માર્ગે વાપરવાથી પરમેશ્વર આપણા ઉપર રાજી રહે છે. દરેક ઈંદ્રિયને હમેશા સાફ ન રાખે તો નુકસાન કરે છે. માટે ઈંદ્રિય હમેશ ચોખ્ખી, સાફ રહે તેમ વર્તવું.

## પાઠ ૧૯મો. રંગ વિષે.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—મૂળ રંગો, પાણી, ને રકાબીઓ.

સ. મૂળ રંગો ગણાવો ?

જ. લાલ–પીળો ને–વાદળી.

સ. મિશ્ર રંગો ગણાવો ?

જ. નારંગી—લીલો—ને જાંબુઓ.

સ. મિશ્ર રંગ કોને કહે છે ?

જ. મૂળ રંગ એક બીજા સાથે ઓછાવત્તા પ્રમાણમાં મળે છે ને તેથી ત્રીજો રંગ થાય છે તે મિશ્ર રંગ છે. આ સિવાય કેટલાક રંગ છે તે અતિ મિશ્ર રંગ કહેવાય છે. તે મૂળ રંગ સાથે મૂળ અગર મિશ્ર મળવાથી તેમ મિશ્ર સાથે મિશ્ર મળવાથી થાય છે.

સ. ઉપર સિવાયના બીજા રંગો વિષે જે જાણતા હો તે કહો ?

૧ ગુલાબીરંગ—થોડો ખુલતો લાલ રંગ લઇ તેમાં ધોળો રંગ નાંખવાથી ગુલાબી રંગ થાય છે. તે ગુલાબના ફુલ જેવો છે.

૨ કીરમજી—ખુલતો લાલ રંગ લઇ થોડો ઘેરો વાદળી રંગ મેળવવાથી કીરમજી રંગ થાય છે.

૩ કેસરી રંગ—પીળા રંગમાં ખુલતો લાલ રંગ નાંખવાથી કેસરીઓ રંગ થાય છે તે કેસર જેવો છે.

૪ ખૂલતો લીલો—ઝાંખા વાદળી રંગમાં થોડો ખુલતો પીળો રંગ નાંખવાથી ખુલતો લીલો રંગ થાય છે. તે પોપટના રંગ જેવો છે.

૫ ભૂરો રંગ—ધોળા રંગમાં વધારે કાળા રંગનું મિશ્રણ કરવાથી ભૂરો રંગ બને છે. ભૂરૂં કોહળું એ રંગનું છે.

૬ રાખોડી રંગ—ધોળા રંગમાં થોડો કાળો રંગ મેળવવાથી રાખોડી રંગ થાય છે તે રાખના જેવો છે.

૭ કથઇ રંગ—નારંગી અને લીલો રંગ મેળવી તેમાં તપખીરીને નારંગી તથા જાંબુડો રંગ ભેળવવાથી કથઇ રંગ થાય છે.

ટીપ:—હાલમાં જર્મન બનાવટના તમામ જાતના રંગો તૈયાર આવે છે. કેટલાક મેળવીને તૈયાર કરેલા પણ આવે છે ને કેટલાક મૂળ રંગો આવે છે. (મૂળ રંગોમાં ઘેરા—ખૂલતા—આછાઘેરા વગેરે હોય છે).

તેમાંથી રંગરેજ લોકો પોતાને જે રંગ કરવો હોય તે કરે છે: ને લુગડાં રંગે છે.

સ. રંગનો ઉપયોગ શો ?

જ. લુગડાં રંગવાના કામમાં આવે છે તેથી લુગડાં શોભાયમાન દેખાય છે. કેટલાક રંગ આંખને આનંદ આપે છે ને મન પ્રફુલિત કરે છે.

સ. લાલ રંગની વસ્તુઓ જણાવો ?

જ. કંકુ—સૂકાં મરચાં ને લોહી એ લાલ રંગના છે.

સ. વાદળી રંગ ગણાવો ?

જ. વાદળીનો રંગ વાદળી છે તેમ સીસાનો રંગ, કબુતરનો રંગ, વગેરે.

સ. પીળો રંગ જણાવો ?

જ. સોનાનો રંગ પીળો છે. હળદર ને કેસરનો રંગ પીળો છે.

સ. લીલો રંગ જણાવો ?

જ. પાંદડાનો રંગ લીલો, કાચાં મરચા, કેટલાંક કાચાં ફળ લીલા રંગનાં હોય છે ને તે પાકે છે ત્યારે પીળા રંગના થાય છે.

સ. જાંબુઓ રંગ જણાવો ?

જ. જાંબુને ભાંગવાથી અંદરનો જે રંગ છે તે જાંબુઓ રંગ કહેવાય છે.

## પાઠ ૨૦મો. લુગડાં.

નીચે મુજબના સાધનો પાસે રાખી શીખવવું.

સાધન—સુતરાઉ ફલાનીન (ઉનનું) રેશમનું, લુગડાં ચામડાના કડકા વગેરે.

સ. વરસની ઋતુ કેટલી ગણાય છે ?

જ. ત્રણ—શિઆળો ઉનાળો ને ચોમાસું.

સ. શિઆળો ક્યારે સમજાય ?

જ. ટાઢ વાય ત્યારે, તે વખતે આપણે શરીરે ખુબ જાડા ને વધા કપડાં પહેરીએ છીએ. રાતે ગોદડાં ઓઢીએ છીએ.

સ. ઉનાળો ક્યારે સમજાય ?

જ. તાપ ખુબ લાગે ત્યારે. તે વખતે લુગડાં પહેરવા ગમતાં નથી. કારણ કે બફારો ( પરસેવો ) બહુ થાય છે તેથી લુગડા ભીના ભીના થઇ જાય છે.

સ. ચોમાસું ક્યારે સમજાય ?

જ. વરસાદ પડે ત્યારે. તે વખતે બહુ તાપ લાગતો નથી તેમ બહુ ટાઢ પણ લાગતી નથી.

સ. ટાઢથી શરીરનું રક્ષણ કરવાને લુગડાં પહેરીએ છીયે તે શેના બનાવેલા હોય છે ?

જ. સુતર અને ઉનના.

સ. સુતર શું હશે ? ઉન શું હશે ?

જ. ખેતરમાં કપાસ પાકે છે તેમાંથી રૂ નીકળે છે તેના લાંબા તાર કાઢે છે તે સુતર કહેવાય છે એ તારોને ભેગા મેળવીને લુગડાં વણે છે. ઉન ઘેટાના ડીલ પર થાય છે ઘેટાના શરીર પર જે વાળ થાય છે તે ઉન કહેવાય છે જે દેશમાં બહુ ટાઢ પડે ત્યાંના ઘેટાના વાળ (ઉન) બહુ ગરમ હોય છે એ ઉનના લાંબા તાર બનાવી તેના લુગડા વણે છે તેને ગરમ લુગડાં કહે છે.

સ. સુતરાઉ લુગડાં કયા કયા હોય છે ?

જ. જાડામાં જાડુ લુગડુ ખાદી તેનાથી થોડો જાડો બાસતો કે માદરપાટ ને પાતળા લુગડામાં જગન્નાથી મલમલ વગેરે.

સ. ઉનના લુગડાં કયા કયા છે ?

જ. ફ્લૅનળ—બનાત—કામળ વગેરે.

સ. શિઆળામાં લુગડા ન પહેરીએ તો શું થાય ?

જ. શરીરને ટાઢ પુષ્કળ લાગે તેથી ચામડી ફાટી જાય છે ને શરીર કાળુ પડી જાય છે.

સ. ઊનના લુગડાં ક્યારે પહેરાય ?

જ. શિઆળામાં પહેરાય છે તે બહુ ગરમ રહે છે તેથી તેનાથી હુંફ વળે છે. ઉનાળામાં તે પહેર્યા એટલે બહુ પરસેવો થાય છે ને ગભરામણુ થાય છે.

સ. સુતર ને ઉન સિવાયના લુગડા વિષે જાણુતા હો તો કહો ?

જ. રેશમના લુગડાં બને છે રેશમ પ્રથમ ચીન દેશમાં બનતું હતું તેના કીડા થાય છે તે શેતુરના ઝાડના પાંદડા ખાઇને જીવે છે એ કીડા પોતાના શરીરમાંથી તાર કાટે છે તેને રેશમ કહે છે તેના લુગડાં વણાય છે તેને કેટલાક લોક હીરાગળ લુગડાં પણ કહે છે ને બહુ શોભાયમાન છે તેમ મોઘા છે તેથી ગરીબ માણસોમાં તે થોડા વપરાય છે તેની સાડીઓ, પોલ્કાં, કોટ, ખમીશ, પીતામ્બર વગેરે થાય છે એ સિવાય ઝાડની છાલના લુગડાં બનાવે છે, જંગલમાં રહેનારા ઘણુ ગરીબ માણુસો પાસે લુગડા લાવવાના પૈસા ન હોય તે ઝાડની છાલનો લુગડાં તરીકે ઉપયોગ કરે છે

જનાવરના ચામડાના લુગડાં જ્યાં ઘણીજ ટાઢ પડે છે ત્યાંના જંગલના લોકો જનાવર મરી ગયા હોય તેના ચામડા ઉતારી લઇ તેને ધોઇ તેના લુગડાં કરાવીને પહેરે છે તેથી ટાઢથી તેમનું રક્ષણુ થાય છે.

સ. લુગડાં શેના શેના બને છે ?

જ. ઉનના—સુતરના—રેશમના—ઝાડની છાલના ને ચામડાના..